શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી.

# प्राचीनकाव्यमाळा

ग्रंथ १७

प्रेमानंदकृत

# मार्कंडेयपुराण.

भाग २ जो.

સશાધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત્ ૧૯૪૬–૪૭ સન ૧૮૯૦–૯૧.
કીમત રૂ ૧–૦–૦

Under the liberal patronage of

His Highness Maharaja

SAYAJI RAO GAEKWAR

Sena Khaskhèl Samsher Bahadur

Baroda.

# PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series,

Vol. XVII.

POET PREMANAND'S

MARKANDEYA PURAN

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

A. D. 1890-91.

Price Re 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથ્વી)નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ (ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છેઃ પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાંતિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજાતુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય્ય કીર્ત્તિને પામે છે, એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રામાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરારાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઈ પડ્યાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરારાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઈરેક્ટર ઑફ વર્નાક્યૂલર ઈન્સ્ટ્રક્શન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારિકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂં ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય જે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્‌વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિદાસ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. રાધાબાઈ તથા દીવાળીબાઈ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અંદાજ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુગ્રહથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરનામી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે:—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાં કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્થંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ-શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થતા તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અંતઃકરણમાં ઉત્પન્ન થઈ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી સાંવસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ સા-

આશા છે કે આ પ્રાચીન ગુર્જરકવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે.

આ પ્રાચીનકાવ્યમાળાને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# ग्रंथविवेचन.



માર્કંડેયપુરાણના અધ્યાય ૨૦થી ૩૬ સુધી ૧૭ અધ્યાયમાં મદાલસાનું આખ્યાન છે. એ પુરાણનું ભાષાંતર કરતાં પ્રેમાનંદને જે જે ઉત્તમ આખ્યાનો હાથ લાગતાં ગયાં તે તે રસિક કરવાનો અવસર તે વૃથા જવા દે એમ ધારવું જ શું કરવા જોઈએ ? આ આખ્યાનં પણ તેણે ૪૮ કડવાં જેટલું લખ્યું છે, અને તેમ છતાં તેમાં નીરસ કે તુચ્છ વસ્તુ કાંઈ નથી એમ રસજ્ઞ વાંચનાર જોઈ શકશે. ગ્રંથને અંતે પ્રેમાનંદ લખે છે તે ઉપરથી તથા આખ્યાનની રચના ઉપરથી એમ માલમ પડે છે કે પ્રથમ સંવત્ ૧૭૨૮માં તેણે એક સ્વતંત્ર મદાલસાઆખ્યાન ૩૫ કડવાંનું એટલે ચાલુ ગ્રંથના ૭૮ મા કડવા સુધીનું રચ્યું હતું. પણ માર્કંડેયપુરાણ આખાનું પદ્યમય ભાષાંતર લખતી વખતે તે નવું ન કરતાં જેમનું તેમ મૂકી દેઈ પુરાણ સાથે મેળવી દેવાને બીજાં ૧૩ કડવાં વધારીને કુલ ૪૮ કડવાંનું આ આખ્યાન તેણે લખ્યું છે. પૂર્વે કરેલો સ્વતંત્ર મદાલસાખ્યાનનો ગ્રંથ યદ્યપિ પ્રેમાનંદ કૃત માર્કંડેયપુરાણના બીજા બધા ભાગની પેઠે મૂળ સાથે અક્ષરશઃ મળતો નથી આવતો તથાપિ જૂનો કરેલો ગ્રંથ રદ કરીને નવોજ કરવો કવિને ઠીક ન લાગવાથી તેનોતે કાયમ રાખી આમાં ઉમેરીને ૭૮ મા કડવાથી નવીન સંબંધ મેળવ્યો છે. એ વિષે માર્કંડેયનો પેહેલો ભાગ જે છપાઈ ગયો છે તેના છેલ્લા કડવામાં પ્રેમાનંદ ઈસારો પણ કરી જાય છે. તે લખે છે કેઃ—

> " સુત કાણો કૂડો હો, ન નાખી દે કોઈ;
> ગ્રંથ રૂડો ભૂંડો હો, રાખ્યો એવી સોઇ જોઈ;
> ઠઠમેઠ કરી ઠેલે હો, કરૂપો વિવા' કાજે;
> વિપ્ર ગ્રંથ મેળે હો, ન્યાય એ છે તો આજે. "

અસ્તુ. પ્રેમાનંદે આખ્યાનની ગૂંથણી કરવામાં અસલ કરતાં શો ફેરફાર કર્યો છે તે જાણાઈ આવવા માટે મૂળ સંસ્કૃત ગ્રંથમાં કથાનો આરંભ કેમ થાય છે તે ટુંકામાં બતાવી પછી પ્રેમાનંદે કેવી રચના કરી છે તે સંક્ષે-

પમાં બતાવીએ છીએ. અસલ સંસ્કૃતગ્રંથમાં લખે છે કે એક શત્રુજિત નામે રાજાને ઋતુધ્વજ નામે પુત્ર હતો. આ પુત્ર અતિ ઉત્તમ ગુણોવાળો હતો. અશ્વતર નાગના બે પુત્રો કોઇ વખત બ્રાહ્મણ વેષે પૃથ્વી ઉપર આવ્યા હશે તે આ રાજપુત્રના ગુણથી લોભાઈને તેની મૈત્રીના સંબંધમાં આવ્યા અને દિવસાનુદિવસ ઘાડા સ્નેહમાં પડી આખો દિવસ તેની સાથેજ નિર્ગમન કરવા લાગ્યા. પોતાના પુત્રોની ગેરહાજરી જોઇ અશ્વતર નાગે તેમને એક વખત કારણ પૂછ્યું ત્યારે તેમણે ઋતુધ્વજના ઉત્તમ ગુણો વર્ણ્યા અને તેની મિત્રતા તથા સ્નેહાનુબંધનું વર્ણન કર્યું. અશ્વતરે તે સાંભળી ઋતુધ્વજનાં વખાણ કરી પોતાના પુત્રોને શીખામણ આપી કે એવા પ્રેમાળ મિત્રની તમે કાંઇ સંભાવના કરો છો કે કેમ ? પુત્રોએ જણાવ્યું કે આપણી સમૃદ્ધિ કરતાં એની સમૃદ્ધિ કાંઇ ઉતરતી નથી તેથી અમે એને શું આપી શકીએ ? એમ છતાં એક વાત એનું અભીષ્ટ કરવા જેવી છે પણ તે અશક્ય છે એટલે તે વિષે કાંઇ કહેવું યોગ્ય નથી. અશ્વતરે ફરીને કહ્યું કે 'ઉદ્યોગના આગળ અશક્ય કાંઇ નથી' માટે તે અશક્ય વાત શી છે તે મને કહો અને તે સંપાદન કરી આપીને પણ મિત્રના અરૃણી થાઓ એમ મારો તમને ઉપદેશ છે. નાગપુત્રોએ કહ્યું કે, હે પિતા સાંભળો. કોઇ ગાલવનામે ઋષિએ એક વખત શત્રુજિતની સભામાં એક ઘોડા સાથે આવીને કહ્યું કે વજ્રકેતુ દાનવના બે પુત્ર તાળકેતુ અને પાતાલકેતુ મારા આશ્રમનો ભંગ કરી મને સમાધિમાં વિઘ્ન કર્યા કરતા હતા. શાપથી તેમનો નાશ કરવાને હું સમર્થ છતાં દુઃખે પ્રાપ્ત કરેલા તપનો એમ વ્યય કરવો મને યોગ્ય લાગ્યો નહિ; પણ એક વાર જ્યારે તેમણે કરેલા ઉપદ્રવથી હું બહુ ખેદ પામ્યો ત્યારે મેં આકાશમાં દૃષ્ટિ કરી અને તે સાથેજ એક ઘોડો નીચે ઉતરી આવ્યો. તે ઘોડો આ છે. એ કુ(પૃથ્વી)ના વલય(પરિધ)ને ફરી વળે એવો છે માટે એનું નામ 'કુવલય' એવું છે. એની ત્રણે લોકમાં અવ્યાહત ગતિ છે. એના પર બેશીને તારો પુત્ર આખી પૃથ્વીનું રાજ્ય મેળવશે તથા પ્રખ્યાત થશે. માટે આ ઘોડો તને હું ભેટ કરું છું તારા પુત્રને એ ઘોડાપર બેસાડીને મારા આશ્રમનું રક્ષણ કરવાને મોકલ. નાગપુત્રો કહે છે કે હે પિતા, શત્રુજિતે તે માન્ય કરીને પુત્રને ગાલવની સાથે મોકલ્યો. ઋતુધ્વજે પાતાળકેતુ જે સૂઅરનું રૂપ ધરીને આશ્રમમાં આવ્યો હતો તેને બાણવડે વીંધ્યો, તેથી તે બાણ સહિત નાઠો ઋતુધ્વજ તેની પાછળ પડ્યો. તે પાતાળમાં પેશીને કહીં અદૃશ્ય થઇ ગયો, અને ઋતુધ્વજ એક સુંદર

મેહેલ આગળ આવી પહોચ્યો. તેમાં તેણે એક સ્ત્રી ( મદાલસાની સખી ) જોઇ. અંદર પેશીને જોતાં બીજી એક સુંદર કુમારિકા (મદાલસા) પલંગરપર બેઠેલી જોઇ. આ પુરૂષને જોઇને તે મૂર્છા પામી તેને પેલી મદાલસાની સખી કુંડલા તથા ઋતુધ્વજે સાવધ કરી તેઓ કોણ છે તેનું વૃત્તાંત પૂછ્યું. કુંડળાએ કહ્યું કે હુ ગંધર્વપત્ની છું. મારા પતિને શુંભ દૈત્યે માર્યો ત્યારથી તીર્થફરીને તપ કરવામાં આયુષ્ય ગાળવાના હેતુથી હું તીર્થ ફરતી હતી, એવામાં પાતાળકેતુ દૈત્યે વિશ્વાવસુની પુત્રી આ મદાલસા જે મારી બેહેનપણી છે તેનું હરણ કરીને તેને અહીં આણી. અને તે માલમ પડવાથી તેને સુખ ઉપજાવવાને તેની સાથે હુ પણ દુઃખમાં રહો છું. આવતી ત્રયોદશીએ એની સાથે પાતાળકેતુ પરણવાનો છે એમ જાણીને આ કુમારિકા આત્મઘાત કરતી હતી, પણ એટલામાં કામધેનુએ તેને તેમ કરતાં અટકાવીને કહ્યું કે એક રાજ પુત્ર, જે પાતાળકેતુને મારશે તે તને વરશે, 'માટે મરીશ નહિ'. આ ઉપરથી તે પુરૂષ આવવાની પ્રતીક્ષા કરીને અમે રહ્યાં છીએ. હમણા ખબર પડી કે તે દૈત્ય વરાહરૂપે મૃત્યુલોકમાં ગયો ત્યાં તેને કોઇએ વીંધ્યો છે. હવે તમે કોણ છો તે કહો. ઋતુધ્વજે કહ્યું કે હું રાજપુત્ર ઋતુધ્વજ ગાલવનો આશ્રમ સાચવતો હતો. તેવામાં એક દૈત્ય સુઅરને વેષે ત્યાં આવ્યો તેને મેં બાણથી વીંધ્યો છે. તે નાઠો તેની પાછળ આવતાં હું અહીં આવ્યો છું. આ વગેરે વાતચિતથી કામધેનુએ કહેલો પુરૂષ આજ છે એમ નકકી કરી કુંડળાએ તુંબરૂનું સ્મરણ કર્યું તુબરૂએ તે બેનું લગ્ન કર્યું અને પછી કુડળા તપ કરવાને ગઇ તથા દંપતી સ્વદેશ ગયાં.

નાગપુત્રો કહે છે કે હે પિતા, ભાઇનું મરણ સાંભળી ખિન્ન થયેલા તાલકેતુએ પૃથ્વીપર જઇ એક માયાવી આશ્રમ નિર્માણ કર્યો અને ત્યાં તપસ્વી થઇ બેઠો. એક વાર ઋતુધ્વજને ત્યાંથી જતો જોઇને તેણે તેની પાસે જઇને કહ્યુ ,કે મારે યજ્ઞ કરવો છે માટે આ તમારા કંઠનું ઘરેણું મને આપો, તથા હું જળમા પેશી વરૂણનું ઉપાસન કરી આવું ત્યાં સુધી મારો આશ્રમ સાચવો. સત્યવ્રતવાળા રાજકુમારે કંઠભૂષણ આપ્યું તથા ઘોડા ઉપર બેશીને તેનો આશ્રમ સાચવવાનુ વચન આપ્યું, જેથી તે ઠગતપસ્વી પાણીમાં ડૂબકી મારીને બીજે માર્ગે અયોધ્યામાં ગયો. તથા ત્યાં જઇને કહ્યું કે મારા આશ્રમમાં ઋતુધ્વજ વીર તપસ્વીઓની રક્ષા કરતો હતો. ત્યાં કોઈ દુષ્ટ દૈત્યની સાથે યુદ્ધ કરતાં છાતીમાં ભાલો વાગવાથી તે મરાયો. મરતી વખતે આ આભૂષણ તેણે મને આપ્યું પણ અમારે તપસ્વીને

સોનાનો કાંઈ ખપ નથી માટે તે તમો લ્યો. તેના ઘોડાને પણ દુષ્ટ દાનવો લેઈ ગયા તથા તેના શબને તપસ્વીઓએ અગ્નિસંસ્કાર કર્યો. આ વાત સાંભળીને તથા કંઠાભૂષણ જોઇને મદાલસા મરણ પામી. તે ઠગતપસ્વી પાછો તેજ વારે જળમાં પેશીને આશ્રમ પાસે નીકળ્યો અને ઋતુધ્વજનો ઉપકાર માની તેને વિદાય કર્યો. ઋતુધ્વજ ઘેર ગયો ત્યારે પત્નીનું મરણ સાંભળી ઉદાસ થયો. તથા તે દિવસથી તેણે મનમા એવો નિશ્ચય કર્યો કે મદાલસા વિના બીજી સ્ત્રીસાથે લગ્ન કરવુ નહિ.

નાગપુત્ર કહેછે કે હે પિતા, એટલી તેના વૈભવમાં ખોટ છે, પણ તે અમે શી રીતે પૂરી શકીએ ? અશ્વતરે આ સાંભળીને દયાર્દ્ર અંતઃકરણથી સરસ્વતીનું તપ કર્યું તેની પાસેથી ગાનવિદ્યા સપાદીને તેવડે મહાદેવનું તપ કર્યું તથા તેમના વરદાનથી પુનઃ મદાલસા પ્રાપ્ત કરીને ઋતુધ્વજને આણી આપી.

પ્રેમાનંદના જૂના મદાલસા આખ્યાનમાં આવેલી માર્કંડેયમાંની એટલી કથા છે. હવે તે પ્રેમાનંદે શી રીતે વિસ્તારી છે તે જોઈએ.

યુધિષ્ઠિરને ભ્રાતૃમરણનો શોક થવાથી તેનું સાંત્વન કરતાં નારદ તેને કહેછે કે મરી ગયેલાં કોઇ જીવતાં નથી; માત્ર એક મદાલસા જીવી હતી. યુધિષ્ઠિર તે સાંભળીને તેનું આખ્યાન સાંભળવાની ઇચ્છા બતાવે છે. તે ઉપરથી નારદ તેને માર્કંડેય ઋષિની કથા કહેછે. એક વખત માર્કંડેય તપ કરતા હતા તેનો ભગ કરવાને મેનકા અપ્સરાને ઇંદ્રે મોકલી; તેથી ચલાનમાન થયેલા ઋષિનું પડેલુ વીર્ય ભક્ષીને એક બગલીએ સો પુત્ર જણ્યા. તે બગલા માર્કંડેયના પ્રતાપથી જ્ઞાની થયા. કોઇ શુભાચારીનામે મુનિ તેની પાસે તત્વજ્ઞાન સાંભળવા આવ્યો ત્યારે બગલાઓએ તેમને કહ્યું કે મરજીવા થવું એ મુક્તિ છે. શુભાચારી મરજીવાનો અર્થ યથાર્થ ન સમજતાં પછવા લાગ્યા કે મરીને જીવે તેને મરજીવા કહેવાય. ત્યારે તેવો મરજીવો કોણ છે ને તમો જાણતા હો તો કહો. બગલાઓએ જાણ્યું કે આ મુનિ સ્થૂળ બુદ્ધિના છે માટે તેમને યોગ્ય એવી લૌકિકકથાથીજ તેમના મનનું સમાધાન કરવું એ યોગ્ય છે. એમ ધારીને કહ્યું કે હે મુનિ, પૂર્વે એક મદાલસા મરીને જીવી હતી તેનું આખ્યાન તમને કહીએ છીએ તે સાંભળો.

ઉપર કહી તેટલી કથા તો પ્રેમાનંદ ગ્રંથનો ઉપોદ્ઘાત કરવાને બ્હાારથી લાવે છે. હવે માર્કંડેયપુરાણમાં કહેલી કથા શરૂ થાય છે. એક ગાલવ નામે મુનિ યજ્ઞ કરતા હતા. નારદે તે યજ્ઞ ભંગ કરાવવાને તાલકેતુ તથા પાતાલકેતુ નામે બે દૈત્યને ઉશ્કેર્યા. તેમણે આવીને યજ્ઞ લુટયો તેથી ગાલવને મોટો શોક થયો. ( પ્રેમાનંદે યજ્ઞને નાત મેળાવડા, જેવું કાંઇક રૂપ આપીને ગાલવને શોક કરાવ્યો છે, અને તેનું કારણ એમ જણાય છે કે લોકમાં ચાલતી સામાન્ય રૂઢીને અનુસરી કાવ્યરચના કરી શ્રોતાઓના મનને અસર કરવી. ) ગાલવે ફરીને હરિઆરાધના કરી પ્રસન્ન થયેલા હરિ પાસે દ્રવ્ય માગી લેઇ યજ્ઞ કર્યો તે પણ ભાગ્યો. ત્રીજી વારના યજ્ઞની પણ એ ગતિ થઇ. આ જોઇને ગાલવમુનિ કોપ્યા અને તેમનું દૈત્ય પ્રતિ કાંઈ ચાલ્યું નહિંત્યારે દેવને શાપ દેવાને તૈયાર થયા ! બિચારા દેવોએ ભય પામીને એક સર્વગામી અશ્વ લેઈને નારદને મોકલ્યા. આ અશ્વ લેઇને નારદના કહેવા પ્રમાણે મુનિ શત્રુજિત્ પાસે ગયા અને તેના પુત્રને યજ્ઞરક્ષણાર્થે મોકલવા માગ્યો. રાજાએ કનમનતાં કનમનતાં હા કહી અને પુત્ર આપ્યો, તથા તે પોતાને યોગ્ય કન્યા ન મળવાથી પરણતો નથી માટે પરણવાનો ઉપદેશ કરવાનું પણ ગાલવને સોંપ્યું. હવે ગાલવે ચોથી વારનો યજ્ઞ આરંભ્યો ત્યાં પણ દૈત્યો આવ્યા. ઋતુધ્વજે પરાક્રમ કરી યુદ્ધમાં તાલકેતુને માર્યો, પણ પાતાળકેતુ નાશી ગયો નાસતાં રસ્તામાં મદાલસાને જોઈને તે મોહિત થાય છે અને હરણ કરી જઈ પોતાના મકાનમાં રાખે છે. રસ્તામાં મહાદેવ પાર્વતી હરણ કરાતી કન્યાને જોઈને દયા લાવે છે તથા પાર્વતી વરદાન આપે છે કે એ અસુરને મારનારો એ કન્યાનો ભર્તા થશે. દૈત્ય આ વરદાનમાં સમજ્યો નહિ પણ મદાલસા તે ચેતી ગઈ. ઘેર ગયા પછી તેને પરણવાનો દૈત્યે આગ્રહ કર્યો ત્યારે મદાલસાએ વખત વર્તીને તેને કહ્યું કે તમારૂં કુટુંબ તેડાવો, પછી લગ્ન કરો આથી દૈત્યને પોતાનો ભાઈ સાંભર્યો અને તેનું વૈર વાળવાને તત્કાળ જવાનો નિશ્ચય કરી કોઈ કુંડળધાર દાનવની દીકરીને રક્ષણાર્થે મૂકીને ચાલી નીકળ્યો; પણ ત્યાં ઋતુધ્વજ તૈયારજ હતો, તેણે તેને યુદ્ધમાં હરાવીને તેનો કેડો લીધો. વારાહરૂપે તે દૈત્ય તો નાશી ગયો પણ ઋતુધ્વજ મદાલસા પાસે આવી પોહોંચ્યો. તે એની પ્રીતિ થતાં નારદે આવી તેમનાં લગ્ન કર્યાં. અને દંપતી સ્વદેશ સીધાવ્યાં.

મદાલસાએ રાજાને હાથે એક મણિ બાંધ્યો. એમ કહીને કે એ તમારે કોઇને આપવો નહિ; કેમકે જો એ મણિ બીજાની પાસે હું દેખીશ તો તમારૂં મરણ થયું જાણીને હુ પણ મરણ પામીશ. ઋતુધ્વજ એ કબૂલ કરીને મૃગયા ગયો ત્યાં એક જળાશયમાં મણિના પ્રતિબિંબથી એ નાગપુત્ર ઉપર આવ્યા અને તેમને રાજા સાથે મિત્રતા થઈ.

પાતાળકેતુએ મદાલસાનુ હરણ જોઇને તેની શોધ ચલાવી. નારદે તેનો પત્તો આપ્યો, અને તેથી ભાઈનું વેર લેવાને જોગી બની મદાલસાના ઘર સામે ધૂણી લગાવી બેઠો. એક દખત રાજાના હાથે મણિ જોઇ તેનું કારણ પૂછતાં રાજાએ હતુ તેવું કહ્યું તેથી પાતાળકેતુએ બ્રાહ્મણ વેષે તેની પાસેથી મણિ માગી લેઇને તેની સ્ત્રીને બતાવી તેનું મરણ સાધ્યું. ઘેર આવેલા રાજાને મદાલસાના મરણની વાત ખબર પડી તેથી તે જોગી થઇ ગયો. નાગપુત્રોએ આ વાત જાણી પોતાના બાપને કહી તેણે મહાદેવનું તપ કરી મદાલસાને મેળવી અને ઋતુધ્વજને આપી પ્રસન્ન કર્યો. ફરીને છળવા આવેલા પાતાળકેતુનો તેણે વધ કર્યો. એવી રીતે પ્રેમાનંદકૃત મદાલસાખ્યાન પૂરૂં થાય છે.

અસલ કરતાં આમાં આપણે ઘણો તફાવત જોઇએ છીએ. કવિએ કરેલાં ઉપોદ્દ્ઘાતને બાદ કરીએ તોપણ ક્રમનો અને ઇતિવૃત્તનો ફેરફાર બહુ છે. મૂળમાં ગાલવ સમાધિસ્થ છે ત્યારે અહીં તે યજ્ઞની ધાલમેલમાં પડયા છે. મૂળમાં નારદનું નામ પણ નથી, ત્યારે અહીં નારદ બન્ને પક્ષમાં વારંવાર કામ લાગે છે. મૂળમાં નાગપુત્રો મદાલસાના મરણ પછી મળેછે ત્યારે અહીં પેહેલા મળે છે મૂળમાં પાતાળકેતુ મરાયો છે ત્યારે અહીં તાલકેતુ મરાયોછે. મૂળમાં મૃત્યુ અટકાવવાને કામધેનુનું વરદાન છે ત્યારે અહીં હરણ થતાં પાર્વતીનું વરદાન છે. મૂળમાં વિંધ્યાચળની પુત્રી કુંડળા છે ત્યારે અહીં કુંડલધાર દાનવની પુત્રી કુંડળા છે. મૂળમાં તુંબુરૂ વિવાહ કરેછે ત્યારે અહીં નારદ વિવાહ કરેછે. મૂળમાં તાલકેતુ મદાલસાનું મરણ સાધવાને એક યુક્તિ કરે છે ત્યારે અહીં પાતાળકેતુ કોઇ બીજીજ યુક્તિ કરે છે મૂળમાં સરસ્વતીદ્વારા અશ્વતરે શિવને આરાધ્યા છે ત્યારે અહીં સરસ્વતીને પડયાં મૂકયાં છે. મૂળમાં તાલકેતુને મારવાની વાત જ નહિ ત્યારે અહીં પાતાળકેતુનો વધ થયો છે. એવો ઘણોક ફેરફાર છે.

એ ફેરફાર થવાનાં કારણો પૈકી એક તો એમ અનુમાન થાય છે કે કદાચ પુસ્તક જોયા વિના માત્ર સ્મરણ ઉપરથી કવિએ આખ્યાન લખી કાઢ્યું હોય, અથવા બીજા કોઇ સંસ્કૃત ગ્રંથમાં તેવું આખ્યાન કવિએ સાંભળ્યું હોય. અથવા ફેરફાર કરવામાં કવિનો કંઇ ખાસ હેતુ હોય. હવે આપણે એ વિચારવાનુ રહ્યું કે એ ફેરફારથી આખ્યાનનું મહત્વ વધે છે કે ઘટે છે? એનો નિર્ણય કરતા પેહેલાં આપણે એ આખ્યાનનું કેટલે પ્રકારે વિવેચન થઇ શકે છે તે વિચારીએ.

પ્રેમાનંદે કરેલા આ આખ્યાનમાં જે જે વિષય સમાયલા છે તે તે લક્ષમાં લેતાં એના પાંચ વિભાગ થઈ શકે છે, અને તેથી તેનું વિવેચન પણ તેટલી રીતે બની શકે. એટલે ( ૧ ) આખ્યાનરૂપે, ( ૨ ) કાવ્યરૂપે, ( ૩ ) બ્રહ્મજ્ઞાનના ગ્રંથરૂપે, ( ૪ ) ધર્મશાસ્ત્રરૂપે અને ( ૫ ) નીતિશાસ્ત્રરૂપે

આખ્યાન રચનાને સબંધે જે ફેરફાર ઉપર બતાવ્યો છે, તે કવિના પોતાના પણ લક્ષ્યમાં નહોતો એમ નહિ. અને તેથીજ એ પોતે લખે છે કે **"ગ્રંથ રૂડો ભુંડો હો, રાખ્યો એવી સોઈ જોઈ."** "विपत्तौ विसंवर्ध्यस्त्वयैवोत्तमसाम्प्रतम्." એ ન્યાયથી સંવત ૧૭૨૮ માં કરેલો ગ્રંથ ૩૭ વર્ષ પછી થયેલા ગ્રંથમાં ઉમેરી લેવાની કવિની વૃત્તિ કેવળ સાહજિક છે. પણ એ ઉપરથી એટલું અનુમાન કરવાને હરકત નથી કે મદાલસા આખ્યાનનો એટલો ભાગ કવિની શરૂઆતની કવિતા હશે.

મદાલસાખ્યાનમાં મદાલસા અને ઋતુધ્વજનો ચમત્કારિક સંયોગ, મદાલસા અને ઋતુધ્વજનો પ્રેમ, મદાલસાનુ મરણ અને જીવન, એટલો ભાગ કવિએ જૂનો લખ્યો હશે એમ તે ગ્રંથ ઉપરથી જણાય છે. એ શિવાય મદાલસાનું વર્તન અને મદાલસાનુ પુત્રશિક્ષણ, એ ભાગ પાછળથી કવિએ વધાર્યો છે.

*આખ્યાનની રચના તો ગમે તેવી હો તથાપિ જેના પ્રકાશમાં ક્ષુલ્લક દોષ ઢંકાઇ જાય એવું આ આખ્યાનમાં શું છે? એ પ્રેમાનંદની વર્ણનશૈલી છે.* જે વર્ણનશૈલી આપણે ઓખાહરણાદિ ગ્રંથોમાં જોઈ છે તેજ અહીં છે, એટલે તે વિષે વિશેષ વિવેચન કરવું કામનું નથી. હવે મદાલસા આખ્યાનને કાવ્ય રૂપે જોઈએ.

આ કાવ્યનો નાયક ઋતુધ્વજ છે. નાયિકા મદાલસા છે અને પ્રધાન રસ શૃંગાર છે. શૃંગારરસ આ કાવ્યમાં ત્રણ રીતે જમાવી શકાય એમ છે. એટલે આરંભમાં પૂર્વરાગ વિપ્રલંભ શૃંગાર, મધ્યમાં કરુણ વિપ્રલભ શૃંગાર અને અંત્યમાં સંજોગ શૃંગાર. ગાલવના યજ્ઞનું રક્ષણ અને રાક્ષસવધ આદિ કૃત્ય એ ઉત્તમ નાયકનો ચિતાર છે. નાયિકાની સુંદરતાનું વર્ણન કવિએ પાતાળકેતુના હરણ પ્રસંગે કરેલું છે અને પાતાળકેતુનું મન તેમાં ચોટાડવાને તે યોગ્ય છે. પાતાળકેતુ પાસે તેના મનની આવી સ્થિતિમાં નાયકાનું હરણ કરાવવું એજ નાયકાની ઉત્તમતાનું વ્યંજક છે. ઋતુધ્વજનો પાતાળમાં મદાલસા સાથે પ્રથમ મેળાપ વર્ણ્યો છે તે સમયના વર્ણન માટે કવિને ધન્યવાદ આપ્યા વિના રહેવાતું નથી. તે કેવું સ્વાભાવિક અને ચિત્તાકર્ષક છે, તેનાં એક બે ઉદાહરણ આપીને અમે વાંચનારની વધારે ખાત્રી કરત, પણ વિસ્તાર ભયથી અટકીએ છીએ. પાર્વતીએ મદાલસાને જ્યારે વરદાન આપી આશ્વાસન કર્યું ત્યારેજ જો કવિએ ધાર્યું હોત તો શ્રવણ પૂર્વરાગનું બીજ તે મૂકી શકત, પણ કવિએ તેમ નથી કર્યું તે તેની ઈચ્છાની વાત છે. નાયકની ઉત્તમતાના વ્યંજક વીરના સહકારી તરિકે ગાલવ યજ્ઞભંગ પ્રસંગમાં, કવિએ ભયાનક, બીભત્સ અને રૌદ્ર વર્ણ્યા છે તે પણ કાવ્યને શોભા આપે છે. મદાલસાના મરણ પ્રસંગે કવિએ આ ઉત્તમ નાયકને જોગી બનાવી દીધોછે તેથી તેની ધીરોદાત્તતા ઝાંખી પડે છે. રામાયણમાં રામનું સીતાને માટે રડવું વાલ્મિકિએ વર્ણ્યું છતાં રામની ધીરોદાત્તતા કેવી જળવાઈ રહી છે તે, તે કાવ્ય વાંચનારાઓએ જોયું હશે. અથવા દમયંતીના વિયોગમાં નળનું વર્ણન પ્રેમાનદ કેવું કરે છે તે પણ જોવા જેવું છે. રઘુવંશમાં ઈંદુમતીના મરણથી અજની જે દશા થઈ છે તેવો ભાવ અહીં કવિ ઋતુધ્વજના સંબંધમાં વર્ણ્યો છે અને એમ કરીને નાયકનાયકાના પ્રેમની વ્યંજના કરે છે, પણ તેમાં શૃંગારની પુષ્ટિ કરનારું થણું થોડું છે. મદાલસા માટે જોગી થઇને ચાલી નીકળેલા પુત્રની પાછળ જઈને માબાપે જે આક્રંદ કર્યુંછે તે શ્રોતાના હૃદયમાં વત્સલ રસની છાયા ખડી કરે છે. નાગકુમારોની મિત્રતાદ્વારા મિત્રવિષયક રતિભાવ કવિએ વ્યંજિત કર્યો છે. એવી રીતે મદાલસાખ્યાનમાં કાવ્યના ગુણો પણ ઠામઠામ દેખાય છે અને તેને લીધેજ તે વાંચનારના ચિત્તને આકર્ષે છે.

મદાલસાખ્યાન કેવળ શ્રોતાને આખ્યાન તથા કાવ્યની ગમત આપે છે એટલુંજ નહિ, પણ તે ઘણું અટપટું બ્રહ્મજ્ઞાન પણ આપે છે. અશ્વતર નાગે શિવની સ્તુતિ કરી છે, તે દ્વારા કવિએ આ પ્રસંગ આણ્યો છે. આખા માર્કંડેયપુરાણમાં અધ્યાત્મજ્ઞાનનુંજ જો કે પ્રાધાન્ય છે તથાપિ તે વાત આ નાના સરખા આખ્યાનમાં કવિએ વીસારી મૂકી નથી. વળી જો આ આખ્યાનને બ્રહ્મવિદ્યાના રૂપક તરિકે લેઇએ તોપણ તે સંભવી શકે છે. મદાલસા એ રજોગુણાત્મક માયા, પાતાળકેતુ વગેરે કામાદિક વિષયો, બે નાગપુત્રો, અશ્વતર અને કંબળનાગ, એ ચાર અંતઃકરણ, અને સઘળાઓવડે વીંટાયલો ઋતુધ્વજ રૂપી જીવ ક્રમે કરીને સુખદુઃખરૂપ સંસારનો અનુભવ કરે છે. એવું જોઇને જ્ઞાની પુરૂષોએ વિરક્ત થવું એ તાત્પર્ય છે.

વળી મદાલસાએ પોતાના ત્રણ પુત્રોને જે ઉપદેશ કર્યો છે તે તો અદ્ભુત બ્રહ્મજ્ઞાન છે. ઋતુધ્વજને મદાલસા જીવતી થઇને મળી તે પછી તેને જે જે પુત્રો થયા તેને તેણે બ્રહ્મજ્ઞાન આપીને વનમાં કાઢ્યા. તે જોઇને ઋતુધ્વજ દલગીર થયો અને પોતાની પત્નીને તેમ ન કરવાની વિનતિ કરી; જેથી તેણે ચોથા પુત્ર અલર્કને વ્યવહારમાર્ગનો ઉપદેશ કર્યો. એ વાત પ્રેમાનંદના જૂના મદાલસા આખ્યાનને લગતી નહિ હોવાથી પાછળ કહેવામાં નથી આવી પણ માર્કંડેય પુરાણમાં તે હોવાથી પ્રેમાનંદે પાછળથી તેનો સંબંધ ઘટાવી દીધો છે.

મદાલસાનો અલર્કને ઉપદેશ, એ વિષયથી બાકીનો ગ્રંથ ભરેલો છે. અને એજ વાંચનારને ખરો ઉપયોગી ભાગ છે. બાળકો ગમે તો ગુરૂને ઘેર રહીને ભણે, ગમે તો નિશાળમાં કેળવણી લે, ગમે તો ઘેર માસ્તરો રાખીને શીખે, પણ તેમના મન ઉપર સારી કે માઠી, પણ જન્મપર્યંત ન ભુસાય એવી છાપ તો માતાજ પાડી શકે છે તે પ્રેમાનંદે આ આખ્યાનમાં સ્પષ્ટ કર્યું છે. મદાલસાએ અલર્કને કરેલા ઉપદેશમાં નિત્ય અને નૈમિત્તિક કર્મ, વર્ણાશ્રમના ધર્મ, આચાર, દેવાર્ચન અને પિતૃપૂજન, એકોદ્દિષ્ટ—પાર્વણ—નૈમિત્તિક તથા નિત્યશ્રાદ્ધના વિધિ, એ વગેરે જે બતાવ્યું છે તે એક ધર્મશાસ્ત્રની ગરજ સારે એવું છે.

આ બધું છતાં તેની સાથે મદાલસાએ પોતાના પુત્રને જે વ્યવહાર નીતિનો ઉપદેશ કર્યો છે તેને માટે તો આ ગ્રંથનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. જે કાવ્યોદ્વારા વાંચનારને નીતિનું જ્ઞાન ન થાય તે કાવ્યો વ્યર્થ છે, એમ આ ગ્રંથ આપણને જાણે શીખવે છે. આ ગ્રંથને ગમે તો આખ્યાન કે કાવ્ય કહો, પણ ખરું જોતાં તો એ એક મોટો નીતિશાસ્ત્રનો ગ્રંથ છે. જો કે નાના ગ્રંથમાં સઘળી બાબતો આણવી કઠણ છે. પણ જે જે સૂત્રમય નીતિનાં વચનો આમાં કહેવામાં આવ્યાં છે તે જોતાં ખરેખર વિસ્મય થાયછે કે એમાંના પ્રત્યેક વચનનો જો બરાબર વિચાર કરવામાં આવે તો કેટલા ગ્રંથ ભરાય ! એ નીતિનાં વચનોમાંથી કેટલાંક નમુના માટે આ નીચે સક્ષેપમાં આપીએ છીએ અને અમને ખાત્રી છે કે એ વાંચીને પ્રત્યેક વાંચનાર આનંદ પામશે.

માતા પોતાના દીકરાને રાજાના **સામાન્યધર્મ** શીખવતાં કહે છે કે હે દીકરા,—

( ૧ ) સુહૃદ ઉપર ઉપકાર કર. ( ૨ ) શત્રુનો નાશ કર. ( ૩ ) પિતાને રંજન કર. ( ૪ ) શુભ કર્મ કર. ( ૫ ) સ્વધર્મ પાળ. ( ૬ ) ધનનો સંગ્રહ કર. ( ૭ ) પૃથ્વીનું રક્ષણ કર. ( ૮ ) દેવ તથા બ્રાહ્મણને તૃપ્ત કર. ( ૯ ) ઈષ્ટ અને બાંધવોને આપ. ( ૧૦ ) બીજાઓનું કલ્યાણ કર. ( ૧૧ ) દીન પર દયા રાખ. ( ૧૨ ) પરસ્ત્રીને છરી જેવી જાણ. ( ૧૩ ) યજ્ઞ કર. ( ૧૪ ) પંડિતોને આશ્રય આપ. ( ૧૫ ) પોતાની સ્ત્રીનો પ્યાર મેળવ. ( ૧૬ ) બાંધવોને રીઝવ્ય. ( ૧૭ ) કુમારાવસ્થામાં બ્રહ્મચારી થા. ( ૧૮ ) ગુરૂની આજ્ઞા માન. ( ૧૯ ) ભણ્યા પછી ગુરૂને પ્રસન્ન કર. ( ૨૦ ) યુવાવસ્થામાં ગૃહસ્થાશ્રમી થા. ( ૨૧ ) સત્કુલમાં જન્મેલી શુદ્ધ સ્ત્રી વર. ( ૨૨ ) તેના ઉપર ક્રોધ કરીશ નહિ. ( ૨૩ ) તેના મનને આનંદ આપ. ( ૨૪ ) સત્પુરૂષોનું રક્ષણ કર. ( ૨૫ ) યુદ્ધમાં શત્રુથી હારીશ નહિ. ( ૨૬ ) દુષ્ટને દંડ કર. ( ૨૭ ) ગાયબ્રાહ્મણનું રક્ષણ કર. ( ૨૮ ) તેમના રક્ષણાર્થે મરતાં ભય ન પામીશ. ( ૨૯ ) ગૃહસ્થાશ્રમી થઇ હરિ ભજ. ( ૩૦ ) વૃદ્ધાવસ્થામાં વૈરાગ્ય લેજે.

## રાજાના વિશેષ ધર્મ.

( ૧ ) ધર્મને બાધ ન આવે તેમ રાજ્ય કરવું. ( ૨ ) પ્રજાની પ્રીતિ મેળવવી. ( ૩ ) વ્યસન સપ્તક તજવું. ( કડવું ૮૧. કડી ૧૩ ). ( ૪ ) રાજ્યમંત્ર ગુપ્ત રાખવો. ( ૫ ) ભજતાને ભજવું. ( ૬ ) શત્રુથી મંત્રનું

રક્ષણ કરવું. (૭) રાજ્યનાં આઠ અંગનું રક્ષણ કરવું (૮૧-૧૬). (૮) શત્રુએ ભેદ પમાડેલા અમાત્યાદિક દૂષિત છે કે નહિ તે ગુપ્તદૂતથી જાણતા રહેવું. (૯) શત્રુના ચાર( ક્ષુધાન્નસુદ ')નો તપાસ રાખવો. (૧૦) શત્રુના ચાર શું જાણવા માગેછે તેની તજવીજ કરવી. (૧૧) રાજાએ મિત્ર કુટુંબી કે બાંધવ ઉપર પણ વિશ્વાસ ન રાખવો. (૧૨) કાર્ય પ્રસગે શત્રુનો પણ વિશ્વાસ કરવો, પણ કાર્યસિદ્ધિ નક્કી હોય તો. (૧૩) વૃદ્ધિ, સ્થાન અને ક્ષય એ ત્રિવર્ગ જાણવો. (૮૧—૨૨). (૧૪) ષાડ્ગુણ્યનું સ્વરૂપ જાણવું (૮૧-૨૫). (૧૫) વિષયછંદી ન થવું. (૧૬) કામાદિ શત્રુ જીતવા. (૧૭) મન, મંત્રી, પ્રજા અને શત્રુ એમને અનુક્રમે વશ કરવા. (૧૮) કાગડાની પેઠે સાવચેત રહેવું. (૧૯) કોયલની પેઠે મીઠાબોલા તથા મતલબી થવું. (૨૦) ભમરાની પેઠે સારગ્રાહી થવું. (૨૧) મૃગની પેઠે સમુદાયમાં રહેવું. (૨૨) સાપની પેઠે ફુંફવાડો રાખવો. (૨૩) મોરની પેઠે સૈન્યાદિ કળા વિસ્તારવી. (૨૪) હંસની પેઠે વિવેકી થવું. (૨૫) કૂકડાની પેઠે જાગ્રત થવું. (૨૬) બકરાની પેઠે શત્રુ સામે હિમ્મતવાળા થવું. (૨૭) ઘૂકની પેઠે શત્રુનો નાશ કરવો. (૨૮) કીડીઓ પેઠે સંગ્રહી થવું. (૨૯) સૂર્ય જેવા પ્રતાપી થવું. (૩૦) ચંદ્ર સરખા આનંદ આપનારા થવું. (૩૧) અગ્નિના તણખાની પેઠે સૂક્ષ્મ રૂપે શત્રુમાં પ્રવેશ કરીને તેનો નાશ કરવો. (૩૨) શીમળાના બીજની પેઠે મૂળ નાખતાં શીખવું. (૩૩) કમળની પેઠે નિર્લેપ થવું. (૩૪) ટીટોડીની પેઠે શત્રુને છળભેદ કરવો. (૩૫) હથિયારવાળી સ્ત્રીની પેઠે સાહસિક થવું (૩૬) મતિ, વિદ્યા અને અર્થ એ ત્રણ શસ્ત્રોથી કાર્ય સિદ્ધ કરવાં. (૩૭) પોષણ સાહિત્ય સાથે રાખવું. (૩૮) બાળક માતાને ધાવેછે તેમ પ્રજાને દૂબળી ન કરતાં કર લેવો. (૩૯) મેઘની પેઠે પ્રજા પોષવી. (૪૦) સૂર્યની પેઠે બેમાલુમ કર લેવો. (૪૧) વાયુની પેઠે સઘળે ગુપ્તપણે ગતિ કરવી. (૪૨) કામે કે લોભને વશ થઈ કોઈને અર્થ સાધી જવા દેવો નહિ. (૪૩)પ્રજાને સ્વધર્મે વર્તાવવી. (૪૪) પ્રજાનો સ્વધર્મ તજાવનારને અટકાવવા.

## બ્રાહ્મણાદિ ત્રણ વર્ણના ધર્મ.

(૧) ઉપવીત ધારણ કરવું. (૨) બ્રહ્મચર્ય રાખી ગુરૂને ઘેર વસવું. (૩) વેદાદિ વિદ્યાઓ શીખવી. (૪) નિત્ય સ્નાન કરવું. (૫) દેવ વગેરેનું પૂજન કરવું. (૬) ભણ્યા પછી ગૃહસ્થ થવું. (૭) નીરોગી અને જૂદા

ગોત્રની સ્ત્રી વરવી. ( ૮ ) ધર્મથી ધન ઉપાર્જન કરવું. ( ૯ ) દેવ અતિથિ વગેરેને સંતોષવા. ( ૧૦ ) પોષ્યવર્ગનું પોષણ કરવું. ( ૧૧ ) દીન, અંધ, વગેરેને આપવું. ( ૧૨ ) પશુ પક્ષીને પણ પોષવાં. ( ૧૩ ) ઋતુગામી થવું. ( ૧૪ ) પંચ મહાયજ્ઞ નિત્ય કરવા. ( ૧૫ ) હિંસા ન કરવી. ( ૧૬ ) સત્ય બોલવું ( ૧૭ ) પવિત્ર રહેવું. ( ૧૮ ) અસૂયા તજવી. ( ૧૯ ) ક્ષમા રાખવી. ( ૨૦ ) ક્રૂરતા તજવી. ( ૨૧ ) દીનતા ન રાખવી. ( ૨૨ ) સંતોષી થવું.

## સદાચાર.

( ૧ ) ધર્માર્થ કામ ત્રિવર્ગ સાધવા ( ૨ ) ઉપાર્જેલા ધનમાંથી ચોથો ભાગ ધર્માદા કરવા. ( ૩ ) ચોથો ભાગ સંગ્રહ કરવો. ( ૪ ) અર્ધમાંથી નિત્ય નૈમિત્તિક ખરચ કાઢવો. ( ૫ ) પાછલી ચારઘડી રાતે જાગવું. ( ૬ ) ધર્માર્થનું ચિંતન કરવું. ( ૭ ) સ્નાન કરી દેવાર્ચનાદિ કરવું. ( ૮ ) અસત્ વચન ન બોલવું. ( ૯ ) કઠોર ન બોલવું. ( ૧૦ ) ખોટો વાદ ન કરવો. ( ૧૧ ) ખોટાં શાસ્ત્ર ન સાંભળવાં. ( ૧૨ ) દુર્જન સાથે વાત ન કરવી. ( ૧૩ ) ઈંદ્રિયો કબજે રાખવી. ( ૧૪ ) નિત્ય કેશ સમારવા. ( ૧૫ ) આરસો જોવો. ( ૧૬ ) પરસ્ત્રી નગ્ન ન જોવી. ( ૧૭ ) પોતાનો મળ ન જોવો. ( ૧૮ ) રજસ્વળા સાથે બોલવું નહિ કે તેના સામે જોવું નહિ. ( ૧૯ ) ગામ, ઘર, તીર્થ, ખેતર, માર્ગ, વગેરે જગોએ મળમૂત્ર ન કરવાં. ( ૨૦ ) પાણીમાં મળમૂત્ર કે મૈથુન ન કરવું. ( ૨૧ ) નહારી વસ્તુમાં પગ ન મૂકવો. ( ૨૨ ) જમતાં મૌન રાખવું. ( ૨૩ ) અસ્પર્શના સ્પર્શવાળું કે ઝેરના સ્પર્શવાળું કાંઈ ખાવું નહિ ( ૨૪ ) કેવળ સ્વાદમાટે અન્નને નિંદવું નહિ. ( ૨૫ ) અતિ ગરમ અન્ન ખાવું નહિ. ( ૨૬ ) કર્ત્રિમ લવણ ખાવુ નહિ. ( ૨૭ ) ઊભાં કે દોડતાં લઘુશંકા ન કરવી. ( ૨૮ ) માર્ગે ચાલતાં ખાવું પીવું નહિ. ( ૨૯ ) એંઠે અંગે ચાલવું કે ભણવું નહિ. ( ૩૦ ) એઠે અંગે પવિત્ર વસ્તુને અડવું નહિ ( ૩૧ ) ભાગલાં આસન, શયન, પાનપાત્ર તજવાં. ( ૩૨ ) ઘેર આવેલા ગુરૂઆદિકના સામા જવું. ( ૩૩ ) તેમને નમસ્કાર કરી મધુરવચન બોલવાં. ( ૩૪ ) જાય ત્યારે વળાવવા જવું. ( ૩૫ ) એક વસ્ત્ર પેહેરીને દેવમંદિરે જવું કે ખાવું નહિ. ( ૩૬ ) નવસ્ત્રાં નહાવું કે સુવું નહિ. ( ૩૭ ) બે હાથે માથું વલૂરવું નહિ. ( ૩૮ ) કારણ વિના માથું ન પલાળવું. ( ૩૯ ) માથા ઉપર ગરમ પાણી ન રેડવું. ( ૪૦ ) અનધ્યાયમાં ભણવું નહિ. ( ૪૧ ) ગુરૂનિંદા સાંભ-

ળવી નહિ. ( ૪૨ ) બ્રાહ્મણ, રાજા, પંડિત, દુઃખી, ગર્ભવતી, બોજાવાળો, બાળક, મૂગો, આંધળો, પતિત, મૂઢ, બેહેરો, શત્રુ, મદ્યપી, વ્યભિચારિણી, વગેરે રસ્તામાં મળે તો તેમને રસ્તો આપવો. ( ૪૩ ) વિદ્વાન, વૃદ્ધ, ગુરૂ વગેરેને જમણે પાસે રાખીને જવું. ( ૪૪ ) બીજાનાં ઉપાન, વસ્ત્ર, માળા, અલંકાર, વગેરે પેહેરવાં નહિ. ( ૪૫ ) પગથી પગનો મેલ ન ઉતારવો. ( ૪૬ ) લાંબા પગ ઘાલીને, પગ ઉપર પગ ચઢાવીને કે પગની આંટી મારીને બેસવું નહિ. ( ૪૭ ) મર્મવેધક વચન બોલવું નહિ. ( ૪૮ ) ચાડી કરવી નહિ. ( ૪૯ ) દંભ રાખવો નહિ. ( ૫૦ ) અભિમાન કરવો નહિ. ( ૫૧ ) મંડળીમાં કડવું વચન બોલવું નહિ. ( ૫૨ ) મૂર્ખ, ઉન્મત્ત, વ્યસની અને કુરૂપનું હાસ્ય ન કરવું. ( ૫૩ ) તીક્ષ્ણહાસ્ય સદૈવ તજવું. ( ૫૪ ) પુત્ર કે શિષ્યને શિક્ષા કરવાને બીજાની લાકડી લેવી નહિ ( ૫૫ ) પવિત્ર આસનાદિ ઉપર પગ ન મૂકવો. ( ૫૬ ) પોતાનેજ અર્થે મિષ્ટાન્નની ઇચ્છા ન કરવી. ( ૫૭ ) સાંજસવાર અતિથિને પૂજવા. ( ૫૮ ) નિષિદ્ધ દાતણ કરવું નહિ. ( ૫૯ ) દુર્ગંધયુક્ત પાણીએ નહાવું નહિ. ( ૬૦ ) રાતે ખરા કારણવિના નહાવું નહિ. ( ૬૧ ) સ્નાન કરેલા વસ્ત્રથી અંગ ન લોહોવું. ( ૬૨ ) કેશ ખંખેરવા નહિ. ( ૬૩ ) નાહ્યા વિના ચંદન ન કરવું. ( ૬૪ ) રાતું, કાળું, કાબરચિત્રું, દશી વિનાનું, મેલું, નાનું, જુ વગેરે જંતુવાળું, કૂતરે ચાટેલું, દોરા કે જર કાઢી લીધેલું અને બીજાએ દૂષિત કરેલું વસ્ત્ર પેહેરવું નહિ. ( ૬૫ ) નિરંતર નિર્મળ રહેવું. ( ૬૬ ) દેવને નૈવેદ્ય કર્યા વિના ખાવું નહિ. ( ૬૭ ) ટાઢું, રાત વાસી કે ઉઘાડું અન્ન જમવું નહિ. ( ૬૮ ) સૂર્ય ઉગતાં કે આથમતાં ઊંઘવું નહિ. ( ૬૯ ) ખાવાના પદાર્થ બીજાને આપીને ખાવા. ( ૭૦ ) સૂવાની પથારીમાં કે સંતાઇને કાંઇ ખાવુ નહિ. ( ૭૧ ) સાંજ સવાર સ્નાન કરવું. ( ૭૨ ) દાંત કકરાવવા નહિ. ( ૭૩ ) શરીર કૂટવું નહિ. ( ૭૪ ) સાયંકાળે ખાવું નહિ, ભણવું નહિ કે બીજે ગામ જવું નહિ. ( ૭૫ ) ખોડીલી, રોગિષ્ટ, કુરૂપા, નિંદિતા, બહુબોલી, માંજરી, કઠોર, ક્લેશી, દાસીપુત્રી એવી સ્ત્રી વરવી નહિ. ( ૭૬ ) સુલક્ષણ, સુકુળ, સૌંદર્ય, વગેરે ગુણવાળી વરવી. ( ૭૭ ) પરણેતીનું રક્ષણ કરવું. ( ૭૮ ) તેની ઇર્ષ્યા ન કરવી. ( ૭૯ ) દિવામૈથુન તજવું. ( ૮૦ ) પ્રાણીને પીડા કે પરિતાપ ન કરવો. ( ૮૧ ) દેવ, વેદ, બ્રાહ્મણ, સતી, સાધુ, સત્યવાદી, મહાત્મા, યાજ્ઞિક, તપસ્વી, એમની નિંદા કે ઉપહાસ સાંભળવું નહિ. ( ૮૨ ) પોતાથી ઊંચા નીચા સાથે ગણી-

ગાંઠી વાત કરવી. (૮૩) તેમના આસન ઉપરબેસવું નહિ. (૮૪) અશુભ વેષ ધરવો નહિ. (૮૫) અશુભ વેણ બોલવું નહિ. (૮૬) ઉન્મત્ત, ઉદ્ધત, અજ્ઞાન, અમર્યાદ, અનાચારી, ઉડાઉ, લોભી, વ્યભિચારી, શત્રુ, જુગારી, કુલટાપતિ, અસંતોષી, ક્રૂર, ખોડીલો, અગુણી, ખોટી સાખ્યવાળો, વેહેમી, ભવિષ્યનો ભરોંસો રાખનાર, વિશ્વાસઘાતી, અને અપ્રખ્યાતની મૈત્રી ન કરવી. (૮૭) સજ્જન, ઉદાર, સદાચારી, જ્ઞાની, દુર્ગુણરહિત, ખળતા વિનાનો, પ્રશંસાપાત્ર, ઉદ્યોગી, વિશ્વાસું, એવાની મૈત્રી કરવી. (૮૮) સુહૃદ, દિક્ષિત, રાજા, સ્નાતક, શ્વશુર, ઋત્વિજ, એ છ અર્ઘ્યથી પૂજવા (૮૯) બ્રાહ્મણાદિના તિરસ્કાર સાંભળવા પણ વાદી થવું નહિ. (૯૦) ગુરૂ, દેવ સન્મુખ કપાળે-હાથ દેઈ બેસવું નહિ. (૯૧) વાછરડું ધાવતું કહી દેવું નહિ. (૯૨) પોશે પાણી ન પીવું. (૯૩) શૌચ પ્રસંગે બહુવાર ન કરવી. (૯૪) ઋણ ધીરનાર, વૈદ્ય, શ્રોત્રિય, જળાશય, અને પરાક્રમી રાજા ન હોય ત્યાં વસવું નહિ. (૯૫) નઠારા રાજાના નગરમાં રહેવું નહિ. (૯૬) બળવાન્ રાજાની સેવા કરવી. (૯૭) અન્ન ઘાસ ઉપજે એવી ભૂમિમાં રહેવું. (૯૮) ન્યાયી રહેતા હોય ત્યાં રહેવું. (૯૯) જ્યાં ઇર્ષ્યા દ્વેષ કમી હોય ત્યાં રહેવું. (૧૦૦) જ્યાં માતબર ખેડુત હોય ત્યાં રહેવું. (૧૦૧) જ્યાં શત્રુ વિજય પામતા હોય, લોકો અસંતોષી હોય તથા રાજા મોઝીલો હોય ત્યાં ન રહેવું. ઇત્યાદિ.

## પદાર્થશુદ્ધિ.

(૧) સુવર્ણ વગેરે પાણીથી શુદ્ધ થાય છે. (૨) પાષાણ વગેરે ઘસવાથી. (૩) ચીકણા પદાર્થ ગરમ પાણીથી. (૪) ધાન્યાદિ જળપ્રોક્ષણથી. (૫) શસ્ત્રાદિ તલ કે સરશવના કલ્કથી. (૬) પીતળ વગેરે રાખ-પાણીથી. (૭) હાથી દાંત વગેરે છોલવાથી. (૮) પૃથ્વી ગાય ફરવાથી, ખોદી કાઢવાથી, પાણી છાંટવાથી કે લીંપવાથી. (૯) ઘર વગેરે સ્વચ્છતાથી. (૧૦) જસત, અને સીસુ ક્ષારથી. (૧૧) પ્રવાહી વેહેવરાવવાથી. ઇત્યાદિ.

## સારરૂપ ધર્મ.

(૧) વિદ્યાભ્યાસ કરવો. (૨) ડાહ્યા અને વિચારશીળ થવું. (૩) ધર્મવડે ધન મેળવવું. (૪) યત્ને કરીને યજ્ઞ કરવા. (૫) જે કર્મ

કરવાથી પોતાની નિંદા થતી નથી. કે જે જનસમૂહમાં ગુપ્ત રાખવાની જરૂર પડતી નથી તે કર્મ નિઃશંક થઇને. કરવું, (૬) કવિ થવું (પ્રેમાનંદનો ઉપદેશ). ઈત્યાદિ.

## માતાનો છેલ્લો ઉપદેશ.

(૧) ઘર અને સ્ત્રી આદિકમાં મમતા ન રાખીશ. (૨) ગૃહસ્થ ધર્મે ચાલતાં સંકટ કે દુઃખ આવે તો ધર્મી અને ધીર થજે. (૩) અત્યંત સંકટમાં આ મુદ્રિકા ઉઘાડી જોજે.

એમ કહીને અલર્કને એક મુદ્રિકા આપીને માતા પિતા વનમાં જાય છે અને મરજીવાં થાય છે. મરજીવાં કેમ થવાય આ શુભાચારી મુનિના પ્રશ્નનું સમાધાન આપી કવિએ આખ્યાનનો ઉપસંહાર કર્યો છે.

મદાલસાખ્યાન વિષે જે કહેવું જોઈએ તે પાછળ કહેવાઈ ગયું છે. એકંદર જોતાં આ આખ્યાન સ્ત્રીઓને અને પુરૂષોને વારંવાર વાંચવા જેવું છે. કાવ્ય રૂપે જોતાં એને અમે શૃંગારરસનું કાવ્ય કહ્યું છે ખરૂં, પણ જાણે કવિએ આ પુસ્તક માતાના આગળ પુત્ર વાંચી શકે એવા આશયથી ન લખ્યું હોય! તેમ શૃંગારને અતિશય મર્યાદામાં સંકુચિત કરીનાખ્યો છે. ઉપલક જોનાર તો એમાં શૃંગાર ક્યાં છે તે પણ ભાગ્યેજ સમજી શકશે પુત્રને શીખવવામાં માતાએ જે સંબોધન દ્વારા મમતા અને પ્યાર જણાવ્યાં છે તેથી ક્વચિત્ ક્વચિત્ શ્રોતાનાં અંતઃકરણમાં વત્સલરસ વેહેવા માંડે છે. મદાલસા જેવી ઘણીક માતાઓ અમારા દેશના પુત્રોને ઉત્તમ શિક્ષણ આપો, એવી ઉત્કંઠિત મનથી ઈશ્વરની પ્રાર્થના કરી આ વિવેચન પૂરૂં કરીએ છીએ.

---

# मदालसाआख्यान.

## કડવું ૪૪ મું.

રાગ કેદારો.

પ્રથમે પ્રણમું ગણપતિ, જેમ ટળે મારી દુર્મતિ;
જપતે મનોરથ સરે અતિ ઘણા રે. ૧
સાર કરો મુજને સરસ્વતી, હું બાળક કાંઇ લે'તો નથી;
હે સતી સદા સેવક છું તમતણો રે. ૨

ઢાળ.

સેવક જાણી તમતણો, કલ્યાણી કરો કૃપાય;
કમલભૂકુંવરી આરાધું, જે ઇશ્વરી વરદાય. ૩
દાસ જાણી દયા આણી, થાઓ દેવી તુષ્ટમાન;
ગતિ આપો પદબંધ કરવા, મદાલસાઆખ્યાન. ૪
જડે ભાખ્યું જનકને, યોગ કારણ જાણ;
સૂતે શૌનકને કહ્યું, પૂરું કરી પ્રમાણ. ૫
બ્રહ્માએ બ્રહ્મલોકમાં, કહ્યું નારદને જેહ;
નારદ યુધિષ્ઠિરનો, ભાંજીઓ સંદેહ. ૬
વૈશંપાયન જનમેજયપ્રતિ, કહ્યું કેઇ પેર;
તેહનું વર્ણન કરૂં, મુનિ ગયા નૃપને ઘેર. ૭

---

૧ જપતે—જપવાથી. ૩ કમલભૂ( બ્રહ્મા )ની કુંવરી—સરસ્વતી. ૭ મુનિ—નારદ. નૃપ—યુધિષ્ઠિર.

મુનિ જોઇ મન મગ્ન રાજા, ઊઠી બેઠો થાય;
પાદ્ય અર્ઘ્યે પૂજિયા, ને નમી ઊભો રાય. ૮
ભૂત ભવિષ્ય વર્તમાન જાણે, મનોગત મહાકાય;
ચિંતાતુર નૃપને લખી, બોલિયા મુખ ત્યાંય. ૯
રાય સન્મન્યા સમો દિસે, તેનું કારણ શુંય;
પ્રજા સુખી સર્વ તારી, મહાજ્ઞાની તુંય. ૧૦
રાય કે' મહારાજ સુણિયે, પિતા પામ્યા મર્ણે;
તે દુઃખ મનમાં અતિ ઘણું, રહ્યું લાગી અશરણશરણ. ૧૧
કંઇ યાગભાગે દેવ તરપ્યે, મુએ જીવે બાપ;
જો જાણતા હો તો કહો મુનિ, ટળે તનનો તાપ. ૧૨
મુનિ કહે મુઆં ન જીવ્યાં, મદાલસા વિણ કોઇ;
એવું પૂછ્યું અજાતશત્રુ, રહ્યો બેઠો રોઇ. ૧૩
જનમેજય તવ પૂછતો, શું પૂછિયું નૃપ ધર્મ;
ઓઇ જીવી મદાલસા તે, આચરૂં હું કર્મ. ૧૪
વૈશંપાયન વાણી બોલ્યા, સુણ જનમેજય રાય;
યુધિષ્ઠિર નૃપ રાજ્ય કરતો, હસ્તિનાપુર માંય. ૧૫
તેને ભુવન સઘળું શૂન્ય ભાસ્યું, કૌરવ ગયા યમલોક;
તેથી રાજા ધર્મને, અંતર ગત ઉપન્યો શોક. ૧૬
અરે પાપી પેટ માટે, સ્વજન પમાડ્યું મર્ણું;
એ સુખને માથે શલ પડો, એ રાજ્ય છે લોહીવર્ણું. ૧૭
(એવી) કલ્પના કૌંતેય કરતા, એવે આવ્યા નારદ મુન્ય;
આસન આપી બેસાડિયા, પૂજ્યા મુનિ ભગવન. ૧૮
તવ વિસ્મય થઇને દેવઋષિ, પાંડવ મત્યે પૂછે;

---

૧૨ યાગભાગે—યજ્ઞનો ભાગ આપવાથી. ૧૮ કૌંતેય—કુંતાના પુત્ર યુધિષ્ઠિર.

સુભટ ભાસોછો સન્મન્યા, તે કહોની કારણ શું છે. ૧૯
શાખા ટાળી શત્રુની ને, થયા પુરના રાય;
પાંચે બાંધવ ક્ષેમકુશળ, જેને હરિની સાંય. ૨૦
નિઃકંટક પદવી પામિયા, દીઠું સ્વર્ગનું સુખ;
તો તમો શે સન્મન્યા, કોણ પ્રગટ્યું દુઃખ. ૨૧
ત્યારે ધર્મ કહે સ્વામીજી, મેં મારિયું સ્વજન;
જન તે કોઇને દીઠું નહિ, ફરી એકુવાર સ્વપન. ૨૨
પિત્રાઈ પિતુમહ ને ગુરૂજી, મેં તે પમાડચા મર્ણ;
અભિમન્યુ સરખો પુત્ર પડિયો, ને સગો બાંધવ કર્ણ. ૨૩
મુને અશ્વમેધ યજાવિયો, મહામુનિ વેદવ્યાસ;
સગો કોઇ મળ્યો નહિ, નવ ફળી સ્વપ્ને આશ. ૨૪
ગહનગતિ સંસારની છે, માયાનું આવરણ;
કહો નારદ પૂછું તમને, કોણ પામ્યું મરણ. ૨૫
મરણ પામીને દહન કીધું, ફરી જીવે બીજી વાર;
યમલોકથી પાછું ફર્યું હોય, તે કહો બ્રહ્મકુમાર. ૨૬
ત્યારે દેવઋષિ એમ બોલ્યા, સાંભળો ધર્મ રાજાન;
એક મદાલસા ફરીને જીવી, કહું તેનું આખ્યાન. ૨૭
એ કથા ઇતિહાસની છે, માર્કંડેય પુરાણ;
તવ અજાતશત્રુ કહે સ્વામી, તમો કહો વીણાપાણ. ૨૮

વલણ.

કહો વીણાપાણ મુજને, જે કથા હોય ઇતિહાસ રે;
પુનરપિ જીવી પ્રેમદા, તેને કોણે દીધું આયુષ્ય રે. ૨૯

---

૨૩ પિતુમહ—પિતામહ—દાદા. ૨૮ વીણાપાણ— જેના હાથમાં વીણા છે એવા—નારદ.

## કડવું ૪૫ મું.

### રાગ આશાવરી.

વૈશંપાયન ઉચરે, સાંભળો પાંડુકુમાર;
ઋષિ માર્કંડેય તપ કરેછે, જાન્હવીતટ મોઝાર. ૧
ત્યારે ઇંદ્રને મન ચિંતા થઇ, રખે લેતા ઇંદ્રાસન;
મેનકા મોકલી છળવાને, કરવા તપ( ને ) વિઘન. ૨
તે સંચરી સાંતરી થઇને, સજી શુભ-શણગાર;
મુનિમુખ આગળ આવી, કરવા લાગી થઇકાર. ૩
કોકિલા કંઠે કરીને, ગીત ગાતી મુખ;
વાક્યબાણ માર્યાં સુંદરીએ, ત્યારે જાગી ઊઠ્યા રૂખ. ૪
આકુળ વ્યાકુળ થયા ઋષિજી, દેખી નાટારંગ;
અનંગ વ્યાપ્યો અંગ માંહે, ત્યારે થયો તપનો ભંગ. ૫
ઉડી મેનકા અંતરિક્ષ મારગ, ઋષિ હવા વિહ્વળ જ્યાંય;
કામપરણ કાંઇ ન સુઝે, આસનથી ડોલ્યા ત્યાંય. ૬
ઘટિકા બેએ શુક્ર આવી, થયું અશુદ્ધ શરીર;
વીર્ય પડિયું વાટ માંહે, ગયા ગંગાતીર. ૭
એવે સમે એક બગલી આવી, મીન કરવા ભોજન;
મુનિવીર્ય અતિ ઉજ્વલ દેખી, તે કીધું પ્રાશન. ૮
ગર્ભ રહ્યો તે પક્ષિણીને, પ્રસવ્યા શત કુમાર;
પાંખ તેહની પરમ મનોહર, પુરૂષનો અવતાર. ૯
બગલી મન આનંદ પામી, પ્રેમ ધરીને પાળે;
પછી ઉડીને બેસવા લાગ્યાં, ભાર ન ઝીલ્યો માળે. ૧૦

---

૫ અનંગ—કામ. ૮ પ્રાશન કીધું—ખાધું.

ભક્ષ લાવે પોતાની મેળે, વેંચી આપે માત;
એવે સમે તપશ્ચર્યા કરતા, આવ્યા તેના તાત. ૧૧
તપસ્વીને આવતા દેખી, તે આવ્યા તેની પાસ;
પૂજા તેની કરી પંખીએ, મુનિને મન ઉલ્લાસ. ૧૨
માર્કંડેયે મનમાંહી વિમાશ્યું, જે જાણે ભૂત ભવિષ્ય વર્તમાન;
એ પક્ષિણીથી પ્રગટ થયા, પણ મારા છે સંતાન. ૧૩
સગાઈ જાણવી સુતને ભેટ્યા, આનંદ પામ્યા ચિત્ત;
આસન તેડી ગયા પોતાને, પછે આપ્યું ઉપવીત. ૧૪
નિગમ શાસ્ત્ર ભણાવ્યાં તેને, આપ્યું ઉત્તમ જ્ઞાન;
સંસાર સુખ દુઃખ કરી જાણ્યું, ઓળખાવ્યા ભગવાન. ૧૫

વલણ.

ઓળખાવ્યા ભગવાન તેને, બ્રહ્મજ્ઞાની સાચા થયા રે;
પછે પુત્રને નિજ જ્ઞાન આપી, પિતાજી અદર્શન થયા રે. ૧૬

## કડવું ૪૯ મું.

રાગ કેદારો.

નારદજી એમ ઉચરે, ધર્મરાય શ્રવણે ધરે;
શું કરે તે પક્ષી મહાવન વિષે રે. ૧
એક શુભાચારી મુનિ મહાન, તેણે જોયા પક્ષી ગુણવાન;
તે સ્થાનક આવી બોલ્યો મુખે રે. ૨

ઢાળ.

મુખે બોલ્યો મુનિ શુભાચારી, કરી પંખીને પ્રણામ;

---

૧૧ તાત—( માર્કંડેય ).

સ્વામી ગુરૂ થઇને જ્ઞાન આપો, પમાડો નિજધામ. ૩
તેને શિષ્ય કરીને પાસ રાખ્યો, આપ્યો બ્રહ્મઉપદેશ;
મોહજાળથી મૂકાવિયો, ને ટાળ્યો કર્મજ ક્લેશ. ૪
પક્ષી ગુરૂએ ઉપદેશ કરતાં, કહ્યું મરજીવા થાવું;
ગોવિંદકેરૂં સ્વરૂપ નિત્યે, સમજી સારૂં ગાવું. ૫
શુભાચારી સાંભળો, છે ભક્તિથી ભવ તરવું;
એવું જાણીને ભજો હરિ, હોય જો ઉદ્ધરવું. ૬
શુભાચારી ભાખીઓ, એ શું વદો દ્વિજરાજ;
મરી નવ જીવાએ કદી, અવનવું સુણ્યું આજ. ૭
મુનિ કે' સાંભળિયે પક્ષી, કો સ્મશાને બળિયું;
ભસ્મ થઇ યમલોકથી, કોઇ એક પાછું વળિયું ! ૮
પક્ષીસત્તમ સમજીયા, છે મહામતિમૂઢ;
જ્ઞાનગતિ સમજે નહિ, ક્યમ મળે ગરૂડારૂઢ ! ૯
એહ સમજે એવું કે'વું, જો આવ્યો આશ્રય કરવા;
સંગ મહાત્માતણો થાતાં, રહે નહિ ભવ તરવા. ૧૦
પક્ષી કે' ઇતિહાસકેરી, કથા કહું વિસ્તારી;
પૂર્વે મૃત્યુ પામી જીવી, મદાલસા નામે નારી. ૧૧
એક ગાલવ નામે ઋષીશ્વર, તેણે આરંભિયો જગન;
ગંગાતટમાં મંડપ કીધો, ત્યાં પધરાવ્યા મુનિજન. ૧૨
ગૃહસ્થ વાનપ્રસ્થ બ્રહ્મચારી, શ્રીપાત ને સંન્યાસી;
યજ્ઞપુરૂષ આદિ સહુ આવ્યા, ઋષિ સહસ્ર ઇઠ્યાશી. ૧૩
વેદિયાની વરૂણી કીધી, કીધો કળશ સ્થાપન;
હુતદ્રવ્ય હોમાય વિધવિધ, ધૂમ્રે છાયો ગગન. ૧૪

---

૫ મરજીવા—મરીને જીવનારા—જીવન્મુક્ત. ૬ ભવ—ભવને. ૬ દ્વિ-જરાજ—પક્ષિઓના રાજા.

એક વજ્રકેતુદાનવકુંવર, બે માયાવી મહાપાપી;
તાલકેતુ ને પાતાલકેતુ, તેણે પ્રજા સર્વ સંતાપી. ૧૫
તે પાંચમે પાતાળ વસતા, નાગને કાઢ્યા મારી;
તેને ઘેર ગયા તે વેળા, વેગે વીણાધારી. ૧૬
માલા કંઠ વિષે આરોપી, અતિ પૂજ્યા મુનિરાય;
દૈત્ય કહે તમો ક્યાંથી આવ્યા, કોણે કીધી પૂજાય. ૧૭
નારદ કહે તમો ટાળી મૂક્યા, છે ગાલવને ઘેર યાગ;
દેવ માત્ર પરઠો પરઠી, કાઢ્યો તમારો ભાગ. ૧૮
માટે શક્તિ હોય તો જાઓ લેવા, પડો યજ્ઞમાં તૂટી;
સામગ્રી અનંત મેળી છે તે, સર્વે લ્યોની લુંટી. ૧૯

વલણ.

લુટો નારદ કહી વળ્યા, અસુર સામગ્રી કરે રે;
જન પ્રેમાનંદ કહે કથા, શું પુણ્ય વળતું પરહરે રે. ૨૦

## કડવું ૪૭ મું.

રાગ કાલેરો.

દાનવ બંનેએ માયા પ્રગટી, યજ્ઞનો કરવા ભંગ;
પૃથ્વી ભેદી બાહેર નીસર્યા, પ્રગટ્યું પ્રૌઢ અંગ. દાનવ૦ ૧
ગાલવે નારદ મન દૂભવ્યું, માટે રીસ અંતરમાં આવી;
યજ્ઞ ભાંજવા બ્રહ્માસુતે, અસુર મૂક્યા હુલાવી. ,, ૨
ગંગાતટમાં ગર્જના કરતા, મુખે પાડતા સોર;
બે વેરી ગગને અંતરિક્ષ ઊભા, કરી અંધારૂં ઘોર. ,, ૩

૧૫ વજ્રકેતુદાનવકુંવર—વજ્રકેતુ નામે દાનવના કુવર. ૧૭ અતિ પૂજ્યા—અતિશય પૂજા પામેલા. ૧૮ પરઠો પરઠી—પ્રતિજ્ઞા કરીને.

ઊભા કરે કોરણ કાટકા, વરસાવે માંસ રૂધિર;
દશે દિશા લીધી આવરી, પાપિષ્ટ પાડે રીર. દાનવ૦ ૪
પરજન્ય વરસે ગિરિતરૂવરનો, ઊઠી નાઠા દ્વિજ માત્ર;
જે જ્યમ તે ત્યમ રહ્યું, વસ્ત્ર પુસ્તક પાણીપાત્ર. ,, ૫
ગૌતમજી ને ગર્ગાચારજ, વસિષ્ઠ ને વામદેવ;
અત્રિ અગસ્ત્ય ને દુર્વાસા, ત્યાંથી નાઠા તતખેવ. ,, ૬
મૈત્રાવરૂણ વિશ્વામિત્ર વાલ્મીકિ, દોડે બે'બાકળા બકદાલવ;
સહસ્રઅઠયાશી ગયા નાશી, મૂકી દિક્ષા ગાલવ. ,, ૭
ઋષિ દુઃખી થઇ દેદિશ નાઠા, પાપિષ્ટ પડિયા તૂટી;
યજ્ઞસામગ્રી નાનાવિધની, તે અસુરે લીધી લુંટી. ,, ૮
પાકશાળાનાં પાત્રજ મોટાં, જેમાં ભરિયું સર્વે અન્ન;
તે સર્વે પાતાળે નાખ્યું, ખોળી લીધું દક્ષિણાધન. ,, ૯
મંડપને ઉજાડી મૂકયો, પછે ગયા પાતાળ;
ગાલવ મનમાં શોક ધરે છે, ચાલ્યું નહિ તે કાળ. ,, ૧૦

વલણ.

તે કાળે કો નહિ સમરથ, જે આવી અસુરને હણે રે;
પછે ઋષિએ આંસુપાત માંડયો, તે જન ચાતુર્વિંશી ભણે રે. ૧૧

## કડવું ૪૮ મું.

### રાગ દેશાખની દેશી.

બ્રાહ્મણ નાશી ગયા રે, જે જ્યમ તે ત્યમ દોદશ વાટ;
થયો અતિ ગરગળો રે, ગાલવ મને થાય ઉચ્ચાટ. ૧

૪ કોરણ—વાકોરણ—વાયુથી ધૂળ ઉડીને અંધકાર થઇજવો તે. આવરી—ઢાંકી. ૫ પરજન્ય—મેઘ. ૭ બકદાલવ—બકદાલ્ભ્ય.

સામગ્રી માહરી રે, સર્વે લઇ ગયા પાતાળ;
મે'ણું મોટું થયું રે, મુજ ઋષિ નાઠા અંતરિયાળ. ૨
પુસ્તક પડયાં રહ્યાં રે, વળી ફૂટયાં પાણીપાત્ર;
ભાઈઓ ભૂખ્યા ગયા રે, મારે અહીંથી મુનિ માત્ર. ૩
જન્મ શાને ધર્યો રે, કાં હું પ્રસવ કીધો માત;
જો હું ઉછર્યો રે, તો દૈત્યે કીધો ઉત્પાત. ૪
જે કાંઇ નીપન્યું રે, તે તો મારા કર્મનો વાંક;
યજ્ઞ આરંભિયો રે, તે ક્યમ કરી શકું હું રાંક. ૫
હુવે પ્રાણ તજું માહરો રે, અવર નથી બીજો વિચાર;
કાષ્ઠ ઢોળે કર્યાં રે, ગાલવે ગંગાતટ મોઝાર. ૬
પાવક પ્રજાળિયો રે, ઊઠી આકાશ પ્રમાણે જ્વાળ;
જઇ ઊભો રહ્યો રે, ગાલવ ભજતો શ્રીગોપાળ. ૭
સાર કરજ્ય શ્યામળા રે, તુજ વિણ નથી બીજો કોય;
હૃદય ફાટતે રે, ઋષિ નેત્ર ભરી ભરી રોય. ૮
પડવા તત્પર થયા રે, કાષ્ઠ ઉપર ધરિયો પાય;
એવે સમે આવિયા રે, અંતરિક્ષથી વૈકુંઠરાય. ૯
ક્યમ બળે મહામુનિ રે, એણી પેર બોલ્યા શ્રીભગવાન;
કૃપા થઇ તુજને રે, (જે) માગે તે આપું વરદાન. ૧૦
પછે ગાલવ બોલિયો રે, સ્વામી આપો અગણિત ધન;
મારો ભાગે ખરખરો રે, ફરી આરંભું જગન. ૧૧
જા તું'ને ધન આપિયું રે, એણીપેર બોલ્યા શ્રીજગદીશ;
રળિયાત ઋષિ થયો રે, નામ્યું નરહરિને શીશ. ૧૨
પૃથ્વી માંહ્યથી રે, ઋષિને જડિયું અગણિત ધન;
યજ્ઞ આરંભિયો રે, ફરીને પધરાવ્યા મુનિજન. ૧૩

દ્રવ્ય બહુ ખરચિયું રે, તેણે વાધ્યો ગાલવગર્વ;
છે વાડવ જેટલા રે, તે હુંથી હેઠા સર્વ. ૧૪

વલણ.

હુંથી હેઠા સર્વ છે, એવો વિચાર કીધો જેટલે રે;
પાતાળકેતુ ને તાલકેતુ, અંતરિક્ષથી આવ્યા તેટલે રે. ૧૫

## કડવું ૪૯ મું.

રાગ સામેરી.

પક્ષી ગુરૂ કહે કથા, સાંભળો મુનિરાય;
પછે ગાલવે મખ[1] કરવા માંડ્યો, સાંભળો મહિમાય. ૧
બીજી વાર યજ્ઞ આરંભિયો, એવે થયું અંધારૂં ઘોર;
મુનિમાત્ર સર્વે આવિયા, (ત્યાં) આવ્યા પાપી કરતા સોર. ૨
અંધકાર ઉપજ્યો અંતરિક્ષ મારગ, અસુર બંને આવિયા;
ગિરિ તરૂવર માંસ શોણિત, માયા કરીને લાવિયા. ૩
કરે ફોરણ કાટકા, રેણુ ઉડે અતિ ઘણી;
વ્યાપી લીધી દશે દિશા, માયા પ્રગટી પોતાતણી. ૪
જે જ્યમ તે ત્યમ નાશી ગયા, સાથ તો સઘળો ગયો;
ત્યારે દિક્ષા મૂકી ગાલવ ગયા, વળી યજ્ઞ તો અમથો રહ્યો. ૫
સામગ્રી સર્વે યજ્ઞની તે, અસુર બન્ને હરિ ગયા;
આપાપણે મારગ લાગ્યા, ગાલવજી અમથા રહ્યા ! ૬
વળી માગી ત્રાગી ધન લાવ્યા, બ્રાહ્મણ તેડ્યા ત્રિજી વાર;
મુનિ માત્ર મળીને બેઠા, કીધો એક વિચાર. ૭
દિક્ષિત કહે તમો સાંભળો, કાંઇ કરી બેસો થાપ;

---

૧ મખ—યજ્ઞ.

આણીવાર આવે અધર્મી તો, આપણ દજો શાપ. ૮
વસિષ્ઠ વળતા બોલિયા, એણે ઇશ્વર આરાધ્યા સહી;
વરદાન છે મહાદેવનું, માટે શાપ તો લાગે નહિ. ૯
પછે વેદ અધ્યયન છાનું માંડ્યું, ચાલતો કીધો જગન;
દેવતા સર્વે હર્ષ પામ્યા, આવ્યો ધૂમ્ર ગગન. ૧૦
વળી તાલકેતુ ને પાતાલકેતુ, આવ્યા અંધારૂં કરી;
ત્યારે બ્રાહ્મણ ફરી નાઠા, યજ્ઞભંગ હવો ફરી. ૧૧
સર્વ વસ્ત લુંટી ગયા પાપી, ગાલવ અતિશે કળકળ્યો;
એક વાર પાધરૂં નવ કર્યું, હું ત્રિવારકો આફળ્યો. ૧૨
મેં દેવને અર્થે યજ્ઞ માંડ્યો, જાણું જે સુર સંતોષાય;
હું ત્રણ વાર નિષ્ફળ થયો, અમરે ન કીધી સા'ય. ૧૩
ઉદક અંજલિ લીધી કરમાં, ચઢી ઋષિને રીસ;
ઊંઘ ટાળું અમરગણની, શાપું કોટિ તેત્રીશ. ૧૪
આકાશભણી અવલોકિયું, ક્રોધ ધરી મુનિજન;
દેવતા માત્રજ દુઃખ પામ્યા, ડોલ્યું ઇંદ્રાસન. ૧૫
અમરગણ અંતરિક્ષ આવ્યા, ઋષિ અમારો શો વાંક ?
દૈત્ય દમે તો તેને શાપો, અમર શું કરે રાંક. ૧૬
ગાલવ કે' સર્વે સાંભળો, વળી યજ્ઞની ઇચ્છાય;
ભંગ થાશે તો સુર શાપીશ, માટે આવી કરજો સા'ય. ૧૭
તે સાંભળી મેં સુરરાજા, અંતર દુઃખિયા થાય;
એક અશ્વ આપી પોતાનો, મોકલ્યા નારદ ઋષિરાય. ૧૮
કેંવું ઘટે તે કા'વિયું, નારદ અંતરિક્ષથી ઉતર્યા;
અરે દિક્ષિત દુઃખ મૂકય મનનું, એમ વીણાપાણિ ઉચ્ચર્યા. ૧૯

---

૮ દિક્ષિત-યજ્ઞ કરવાની દિક્ષા લીધેલા ગાલવ. ૧૨ ત્રિવારકો-ત્રણ વખત. ૧૩ અમરે-દેવે. ૧૪ ઉંઘ-પ્રમાદ.

(આં) અશ્વ મોકલ્યો છે મઘવાએ, (તે) લઇ જાઓ અયોધ્યા વિખે;
એક શત્રુજિત્ નામે રાય છે, તે રાજ્ય કરેછે સુખે. ૨૦
તેને ઋતુધ્વજ નામે દીકરો, મહાપરાક્રમી યોધો ઘણો;
તેને તુરી આ આપજો, એ યજ્ઞ રાખશે તમતણો. ૨૧

વલણ.

એ રાજા યજ્ઞને રાખશે, તે અશ્વ આપી નારદ વળ્યા રે;
ગાલવ અતિ રળિયાત થયા, તે અયોધ્યા ભણી પળ્યા રે. ૨૨

## કડવું ૫૦ મું.

રાગ રામગ્રી.

ગાલવ ચાલ્યો અયોધ્યા ગામ જી, શીઘ્ર પહોચ્યો રાયને ધામ જી;
શત્રુજિતે દીધું માન જી, આપ્યું આસન પરમ નિધાન જી. ૧

ઢાળ.

આપી આસન પૂજા કીધી, પછે પૂછ્યો સમાચાર;
કહો સ્વામી કયમ પધાર્યા, સાથે શો તોખાર ? ૨
મુનિ કહે હો મહીપતિ, છે તુજ સાથે કાજ;
માટે અશ્વ લઇને આવિયો, દેવે મોકલ્યો મહારાજ. ૩
મેં ભિક્ષા માગીને યજ્ઞ માંડ્યો, મુનિ સર્વ તેડ્યા મંદિર;
એવે તાલકેતુ ને પાતાલકેતુ, છે રાક્ષસ બન્ને વીર. ૪
તે માયા કરીને આવિયા, મારો યજ્ઞ કીધો ભંગ;
પછે મુજને ઇચ્છા થઇ, દહન કરૂં મુજ અંગ. ૫
ત્યારે શ્રીકૃષ્ણ પધારિયા, કહ્યું માગ્ય તું વરદાન;

---

૨૧ તુરી—ઘોડો. ૨ તોખાર—ઘોડો.

પછે હું એમ ઉચ્ચર્યો, ધન આપીએ ભગવાન. ૬
મુને ધન આપી કૃષ્ણજી, પછે હવા વિદાય;
યજ્ઞ આરંભ્યો ફરી એવે, આવ્યા દૈત્ય બે ભાય. ૭
દેવને અર્થે યજ્ઞ માંડચો, દૈત્યે કરી અતિ રીસં;
મેં કરે ઉદકઅંજલિ લીધી, શાપું કોટિ તેત્રીશ. ૮
ત્યારે અમરે નારદ મોકલ્યા, લેઇને આ અશ્વ;
કહ્યું શત્રુજિતને આપજો, તેથી કામ થાય સર્વસ્વ. ૯
જેહ તારો મહીપતિ ! ઋતુધ્વજ નામ કુમાર;
તે આપ્ય મુજને લેઇ જાઉં, અશ્વે કરી અસવાર. ૧૦
ક્ષેમકુશળી આણી આપીશ, પાછો તમારે ઘેર;
ના નવ કહેશો નરપતિ, થાય ચાલતી પુણ્યસેર. ૧૧
વચન સુણી વિપ્રકેરાં, રાજાને લાગી ઝાળ;
ક્યમ કુંવરને કાઢી આપું, ગાલવ ભાસે કાળ ! ૧૨
પછે સુત સામું નિહાળિયું, ને બોલિયો મહારાજ;
આ ઋષિ તુજને શું કહે છે, કાંઇ કરી શકશો કાજ ?* ૧૩
ત્યારે ઋતુધ્વજ થઇ બેઠો, પિતાને શિર નામે;
ભાગ્ય હોય તો શરીર મારૂં, આવે બ્રાહ્મણ કામે ! ૧૪
ચિંતા ન કરશો તાતજી, હુંમાં પૂર્ણ છે યૌવન;
અસુરને ઉડાડી મૂકું, કરૂં ચાલતો જગન. ૧૫
પાગ લાગી માન માગી, પુત્રે કીધો પ્રણામ;
મહીપતિ કહે હો મુનિ મારા, લેઇ જાઓ છો પ્રાણ ! ૧૬
રક્ષા કરજો એહની, તમો યજ્ઞમાં મહારાજ;
કાં જે વિવાહકર્મ કીધું નથી, માટે મન મોટી દાઝ. ૧૭

---

૭ ભાય—ભાઇ.

અનંત માગાં આવિયાં, નવ લીધું કન્યાદાન;
પુત્ર કહે પરણું પ્રેમદા, જો હોય મુજ સમાન. ૧૮
એવી તો કોઈ મળી નહિ, રૂપ કળા ગુણ સંપન્ન;
તમે શીખામણ દેજો એને, જે કરે વિવાહનું મન. ૧૯
વળાવીને વળ્યો ભૂપતિ, નયને નીરજ ઢાળી;
ઊભો રહીને રાજા નિરખે, પુત્ર પાછું વાળી. ૨૦
ગાલવ પંથે પરવર્યા, ને આગળ રાજકુમાર;
સ્વસ્થાન પોતાને આવિયા, અશ્વે થઈ અસવાર. ૨૧
યજ્ઞ ફરી આરંભિયો, ને હરખ્યું અંતઃકર્ણ;
ત્યાં દશે દિશાએ મોકલ્યાં, ફરી ઋષિને નિમંત્રણ. ૨૨
બ્રાહ્મણ સર્વે આવિયા, નૃપપુત્રે કર્યો નમસ્કાર;
આનંદ ઉપન્યો ઋષિ મનમાં, વર્ત્યો જયજયકાર. ૨૩

વલણ.

વર્ત્યો જયજયકાર ત્યાં, ઋષિસાથ આરડી ભણે રે;
સાદ સાંભળી અધર્મી આવ્યા, ઋતુધ્વજ બેહુને હણે રે. ૨૪

## કડવું ૫૧ મું.

રાગ રામગ્રી.

વેદધુનિનો શબ્દ અગાધ જી, બરો બ્રાહ્મણનો વાધ્યો અસાધ્ય જી;
દુષ્ટે જાણ્યો તે સમાચાર જી, આવ્યા પાપી કરી અંધકાર જી. ૧

ઢાળ.

અંધકાર ઉપન્યો અંતરિક્ષમારગ, ત્યારે ખળભળ્યા મુનિજન;
જે જેમ તે તેમ સર્વ નાઠા, રહ્યાં રાંધ્યાં અન્ન. ૨

૧ બરો—મદ.

સાદ કરી સર્વેને રાખે, રાય ઋતુધ્વજ;
મુકુટ મસ્તક બેસાડિયો, ને ધનુષ્ય કીધું સજ. ૩
ગાલવ કહે તમો પો'ચી શકશો, મને થાય ઉચ્ચાટ;
મિથ્યા બ્રાહ્મણને શીદ રાખ્યા, ઘડાવવાને ઘાટ ? ૪
ત્યારે પુત્ર કહે હો સ્વામીજી, જો રાક્ષસ આવે લક્ષ;
તો એકલો મારૂં સર્વને, નવ માગું કોની પક્ષ. ૫
તો એ બેતણો શો આશરો, કંપે અસુરેંદ્ર મારી ધાક;
ઉડાડું અંતરિક્ષમારગ, અવનિ ચઢાવું ચાક. ૬
એવું કહીને ગર્જના કીધી, અશ્વે થયો અસવાર;
હાથ માંહે ચાપ લીધું, કીધું મંડળાકાર. ૭
વાસવે વાજી મોકલ્યો, તે અંગ અતિ ઉજ્વળ;
તે ઉપર આરૂઢ થાતાં, આવ્યું વિષ્ણુનું બળ. ૮
થયો ઋતુધ્વજ રક્તવરણો, ભૃકુટિ ચઢાવી ભાળ;
પછે બાણની મઢી કીધી, કરવા ઋષિ પ્રતિપાળ. ૯
ગિરિ તરૂવર માંસ શોણિત, વરસે કરી માયાય;
જે નાખે આદર કરી તે, હેઠાં ગરબડી જાય. ૧૦
ચોફેર ફ્રરી ચોકી કરે ને, રાય પાડે ધાક;
વાજ આવ્યા પાષાણ નાખી, પછે લાગ્યો બેઉને થાક. ૧૧
આનંદ આણી ભણે બ્રાહ્મણ, પણ ભાટકામાં મન;
શિલા વાગશે શરીરમાં, તેથી ઉધડકે મુનિજન. ૧૨
સામગ્રી સઘળી હાથમાં, મુનિ કરે નાસાનાસ;

---

૭ મંડળાકાર—ગોળાકાર. ૮ વાસવે—ઇંદ્રે. ૯ રક્તવરણો—(ક્રોધથી). ૧૨ ભાટકામાં — ભટકાવામાં (અફળાવામાં). ઉધડકે — ચમકે.

ટોળે ટોળાં રહે ઊભાં, થાય ભડભડાટના આભાસ. ૧૩
પાષાણ મંડપમાં પડે, જ્યાં હોય આછાં બાણ;
બરકા પાડી ઊઠે બ્રાહ્મણ, થરથર ધ્રુજે પ્રાણ. ૧૪
પર્વતનો વરસાદ વરસે, જ્યમ સરવરડીની કોટ્યકોટ;
પછે થયું અંધારૂં ઘણું, હવા ધૂમ્ર ગોટાગોટ. ૧૫
બ્રાહ્મણ સર્વે પડ્યા ભૂલા, માંહો માંહે મારે હાક;
સાદ સાંભળી નવ શકે, પડ્યા કાને ધાક. ૧૬
કોઇએક કહેછે શિષ્યને, સંભાળજે તું તુમડું;
કાંકરો વાગે કાંણું થાશે, પાણી નહિ રે' ધૂમડું ! ૧૭
કહે એવું શુંય રાખે, આ રાય ઋતુધ્વજ;
છાપરામાંથી છીંડું દીસે, પડી મારી આંખે રજ. ૧૮
પાષાણપ્રહારે બાણ ભાગ્યાં, નીસર્યા માંય ગરકા;
તે મુનિને શિર વાગે, પંપાળે ને પાડે બરકા. ૧૯
તું શપ્ય ઋતુધ્વજ અમને, નહિતર દઇશું શાપ;
અધર્મી મત્યે ચાલે નહિ, દખાડે રાંકને તાપ. ૨૦

વલણ.

તાપ દખાડે ઋષિ તેહને, ક્રોધ ચઢ્યો અપાર રે;
બકપક્ષી ગુરૂ એમ ઉચરે, ત્યાં શું વરત્યું નિરધાર રે. ૨૧

## કડવું પર મું.

રાગ સામેરી.

ઋતુધ્વજ તે રણમાં ગાજ્યો, વાસવની પેરે વિરાજ્યો;
ધનુષ્ય લેઇને આકર્ષું, તે તો સર્વ ઋષિને દર્શું. ૧

---

૧૩ ભડભડાટ—આકાશમાંથી પડતા પથ્થર અને વૃક્ષ વગેરેના અવાજ. ૧૯ ગરકા—આકાં (?)

ઢાળ.

દેખી રૂપ જે રાજકેરૂં, પાપિષ્ટ મુખે ગડગડ્યા;
માયાવી મંડપ મધ્યે, આકાશથી તૂટી પડ્યા. ૨
શરજાળ સર્વે શિથિલ કીધી, કડકડ્યા મંડપથંભ;
તવ દશે દિશા પળાયા, સોરાસોર કરતા બ્રહ્મ. ૩
રાજકુંવરે ક્રોધ કરીને, લીધું તે મોટું બાણ;
નાનો ભાઇ જે તાલકેતુ, તે ઉપર કીધું સંધાણ. ૪
ત્યારે અસુર આવ્યો રાય સામો, ચઢાવીને ચક્ષ;
સ્થૂળ શરીર પોતાનું કીધું, હાથમાં લીધું વૃક્ષ. ૫
તેણે બળ કરીને વૃક્ષ નાખ્યું, પછે તે પાડી ચીસ;
ત્યારે ઋતુધ્વજે બાણ મૂકી, કીધું કટકા વીશ. ૬
વળતી અધર્મી ઉછળ્યો, તે લાવ્યો એક શિલાય;
તેના તિલતિલ કટકા કીધા, તે દેખી ગાલવ મકલાય. ૭
ઓસર્યો તે પાછો જ્યારે, બાણે વેધ્યું ગાત્ર;
હોકારા તે હર્ષે કીધા, બ્રાહ્મણે વજાડી તુંબીપાત્ર. ૮
એવે કુડેડાટ સાંભળ્યો યજ્ઞમાં, મુનિ સર્વે મરડે નાડી;
નાસો નાસો માંહોમાંય કે', પાપી મારશે હમણા માટી. ૯
તે યજ્ઞને રાખી શું શકે, ગાલવે આણ્યું નાનું છેયું;
સામગ્રી લેવાને આવ્યા ઋષિ, ગાલવ કૂટે હૈયું ! ૧૦
રાખ્ય રાખ્ય રે રાજજી, શું ચઢાવી રહ્યો છે ચાપ;
જો ભંગ થાશે કોઇનું તો, તુંને દઇશ શાપ. ૧૧
રીસે ઋતુધ્વજ રાતડો, ભૃકુટિ ચઢાવી ભાળ;
સાત સહસ્ર બાણ મૂક્યાં, જ્યારે પૂર્ણ ભરાયો કાળ. ૧૨

૯ માટી—માંસ.

અર્ધચંદ્ર તે મૃત્યુ સરખું, મૂકિયું એક બાણ;
તે તાલકેતુને હૃદે વાગ્યું, તત્ક્ષણ નીસર્યા પ્રાણ. ૧૩
તે પડ્યો પૃથ્વી પ્રાણવિહોણો, આણે કરી અકળાયો;
પાતાલકેતુ ત્રાસ પામી, યુદ્ધ મૂકી દૂર પળાયો. ૧૪
જ્યમ રણ મૂકી શિયાળ ન્હાસે, બ્રાહ્મણે કીધો જયજયકાર;
પછે ઋતુધ્વજે મૂઠ લીધી, પ્રેરિયો તોખાર. ૧૫
આગળ જાતાં અસુર થાક્યો, પામ્યો તે અંતરધાન;
રાજકુંવર ફરીને આવ્યો, મળ્યા તે મુનિ ભગવાન. ૧૬
મુનિ કહે બીજાને મારી, ઋતુધ્વજ આવે અહીં;
કુંવર કહે હું ઘણું ધાયો, પણ જાતો તે દીઠો નહિ. ૧૭
ગાલવ વળતી બોલિયા, તારે દીઠાનું શું કામ;
આંફણીએ એ અશ્વ એનો, ખોળી કાઢશે ઠામ. ૧૮
ચૌદલોક વિષે જવાને, સમર્થ છે તોખાર;
કુંવર કહે હું પૂઠજ લેઉં, જો આવે બીજી વાર. ૧૯
એવું કહીને યજ્ઞ માંડ્યો, એ કથા એટલે રહી;
પાતાળકેતુ ગયો નાશી, ત્યાં તેની શી વલે થઇ. ૨૦
ત્રાસ પામ્યો ને શ્વાસજ ચઢિયો, નયને નીરની ધાર;
વિલાપ કરતો વીરના, ગયો આગળ યુદ્ધ કરનાર. ૨૧
હિમાચળ આવી મળ્યો, આરત કરતો નાદ;
એવે એક અશોક વનમાં, સાંભળ્યો સ્ત્રીનો સાદ. ૨૨

વલણ.

સાદ સાંભળ્યો સુંદરીનો, ત્યાં થાયે સંગીત ગાન રે;
વિલાપ વિસરી ગયો વીરના, વાડી ભણી માંડ્યા કાન રે. ૨૩

---

૨૨ હિમાચળ—હિમાલય સુધી. આરત ( આર્ત )—પીડાયુક્ત.

## કડવું ૫૩ મું.

### રાગ કલ્યાણ.

વિશ્વાવસુબાળા મોહશાળા, મદાલસા વર નામમાં;
રૂપ કળા ગુણ ન લક્ષણ ઉણ,માનિની જોબન દાંમમાં. ૧
છે સાહેલી અલબેલી સાથે, ઝાલી તેના હાથ રે;
અશોક વનમાં શોક હરવા, આવી દા'ડા રાત રે'. ૨
શોભિત મન મહાપવન શીતળ, વાયુ વાચે સુખના;
દ્રુમવેલી રહી ઝઝૂમી, દુઃખી ખુએ દિન દુઃખના. ૩
છોડ ક્રોડ છે દ્રાક્ષના તહીં, નીચા નમ્યા ચંપાતણા;
મોગરા વર ને મલિયાગર છે, વૃક્ષ ભક્ષ છોડજ ઘણા. ૪
છે ચમેલી કદલીસ્તંભ આંબા, મરેણી ને માલતી;
નાગરવેલડી ને શેલડી, પવન ભમર નિહાળતી. ૫
છે લવિંગણી ને સોરંગણી, સબળ સુમન જાયનાં;
સુખડ સોહાગ વળગ્યા નાગ, મણિધારી આ'રી વાયના. ૬
નાળિકેરી ઉગી ચોફેરી, વંત્યાક શાક સ્વાદનાં;
ત્યાં ફોફ્લડી ને કેવલડી, છે પંખી સુસ્વર નાદનાં. ૭
થાય થઇકાર ને ઘુમકાર, અપ્સરા ઘૂઘરા વજાડતી;
ગાયે ગીત ગરડી અંગ મરડી, અંગે અનંગ જગાડતી. ૮
છે મધુર વાણી વીણા પાણિ, તાન માન ધ્યાન જણાવતી;

---

૪ છે ઈ૰—કેટલાક વૃક્ષરૂપ અને કેટલાક ભક્ષરૂપ (પશુઓના), એવા ઘણા છોડ છે. ૫ મરેણી—એક જાતનો પુષ્પનો છોડ. ૬ સુમન—પુષ્પ. ૭ ફોફ્લડી—સોપારણુ. કેવલડી—કેવડો. ૮ ગરડી—સ્વરતાણીને (!)

કો કાયા કારમી કામ ધારમી, હાવભાવ ગણાવતી. ૯
મૃદંગ ને ઉપંગ વાયે, અંગરંગ જમાવતી;
રાણી રીઝે ભાવ ભીજે, નારી નૌતમ ભાવતી. ૧૦
કોઇ ગુંથે હારે ઝીણે તારે, કંઠ મૌક્તિક આરોપતી;
કો બાળ વેશે છૂટે કેશે, કટિમેખલા કટિ શોભતી. ૧૧
કો અમૃતવયણી મૃગનયણી, અંજન રંજન માનિની;
ચતુરા ચાલતી વિરાજતી, વિદ્યુતજ્યોત શી ભામિની. ૧૨
કરે સંધાણ કટાક્ષના બાણ, અમર અંતરિક્ષ મોહતા;
વદન ઇંદુ ગુણગણ સિંધુ, શણગાર હાર સોહતા. ૧૩
ચપળ ચરણ માંડે ધરણ, બરછી ફૂળ ચળકાવતી;
બાંધી હથિયાર રહી હજાર, અરિને ત્રાસ ઉપજાવતી. ૧૪
યશ બોલે વાજતે ઢોલે, હો મદાલસા ! સાદ ભણે;
હાથમાં ખાંડાં કરતી બાંડાં, ચોફેર ફરતી ગણગણે. ૧૫

વલણ.

ચોફેર ફરતી ગણગણે, સુંદર વનમાં સુંદરી રે;
એવી સુંદરી સર્વ જોઇ તવ, ભાઇ ગયો મન વીસરી રે. ૧૬

## કડવું ૫૪ મું.

રાગ મારૂ.

મોહ્યો મોહ્યો તે અદભૂત રંગે, ત્યારે અનંગ વાધ્યો અંગે;

---

૯ વીણા પાણિ–તેના હાથમાં વીણા છે. માન—મુખ્ય તાલ. કામ-ધારમી—કામના ધર્મવાળી.

૧૦ અગ ઇ૦—અંગના રંગ જમાવતી અથવા અંગવડે રંગ જ-માવતી. ૧૨ અમૃતવયણી—અમૃતવચની. અંજન ઇ૦—કોઇ અંજન આં-જીને રંજન કરનારી સ્ત્રી હતી. વિદ્યુત—વીજળી.

મોહ્યા મોહ્યા તે નૌતમ નાદ, દીઠી નાર તે ફરતી વાદ. ૧
ઊભી અંગ મોડે અલબેલી, તેને રાણી સોએક સાહેલી;
ગયો દાનવ પ્રેમદાની પાસે, પછે જોવા લાગ્યો ઉલ્લાસે. ૨
જ્યારે યૂથ યુવતીનું જોયું, ત્યારે મોહબાણે મન મોહ્યું;
તે દ્રૂમવેલી પૂઠળ રે'તો, દખી દેખીને દાનવ દે'તો. ૩
દીઠી મદાલસા ભરી મદની, અલૌકિક છે શશિવદની;
ઈંદુ આદિત્ય વશ્યા બે ઝાલે, અડકી રહ્યા છે ગોરે ગાલે. ૪
તેમાં જડ્યાં માણક ને મોતી, નાકે મોર રહ્યો છે ધોતી;
સોહે અધરબિંબ પરવાળી, તે ઉપર વેસર ને વાળી. ૫
એના દાંત દાડમની કળી, કાળે રંગે તે રંગ્યા છે વળી;
જેવો ચોથતણો ચંદ્રમાય, એવી કપોળતણી શોભાય. ૬
હાર છે હૈડે મોતીનો, કા'વે નૌતમ નારી નગીનો;
સેંપો ફુલી રે ભમર, સોનાની કોરનું પે'ર્યું અંબર. ૭
કાળા કેશતણો અંબોડો, જાણે ધુંઘટ તેજ ઘોડો;
આંખ ઉપર અલકાવલિ, યુગ્મ સ્તન રહ્યાં છે મળી. ૮
અતિ અણિયાળી આંખડલી, જાણે પંકજની પાંખડલી;
આરશીએ જોઇ કીધું અંજન, ચપળતાએ જાણે ખંજન. ૯
રાતી રેખા ને કીકી કાળી, જુએ જયમ મૃગલી રે બાળી;
ભૃકુટિ બે ભમરા સરખી, રહી નેત્ર અંબુજને નરખી. ૧૦
કંઠ કપોતનો આકાર, તેણે શોભી રહ્યો શણગાર;
જે ઉરૂમંડળમાં હાર, તેના મૂલ્યતણો નહિ પાર. ૧૧
કૂંખ કનકકળશને સમાન, પેટ જાણે પોયણપાન;

---

૩ દે'તો હ૦—કામાગ્નિથી પોતાના શરીરને બાળતો. ૫ ધોતી—પ્રકાશી. અલકાવલિ—કેશની લટ.

જંઘા બે કદલીના છોડ, સૂક્ષ્મ અતિ કટિનો મોડ. ૧૨
કટિએ કટિમેખળા શોભે, જોતાં મહામુનિનાં મન લોભે;
વાજે કંકણી કરમાં પે'રી, દીસે શ્યામા સર્વ સોનેરી. ૧૩
બાજુબંધ ફૂમતડી લળકે, રત્નજડિત ચુંદડલી ચળકે;
વીંટિયાની રૂડી માંહી છાપ, માંહે પાણીયાળી છે ખાપ. ૧૪
છે હથેળી અંબુજવરણી, ફેરવે તન પર તારૂણી;
ચરણે ઝાંઝરીઓનો ઝમકો, નુપૂર અણવટિયાનો ઠમકો. ૧૫
તેની છે પંકજ વરણી પાની, રાતી રેખા છે નાની નાની;
જેવી હોયે મગની ફળી, એવી અબળાની આંગળી. ૧૬
વાત કરે છે મીઠી મીઠી, એવી દૈત્યે દારા દીઠી;
સ્વયં હસ્ત અરાડચો ગાલે, હસતાં મોરનું મોતી હાલે. ૧૭
પે'ર્યું પચરંગીનું ચીર, દીસે માંહીથી ગોરૂં શરીર;
એક ઓઢણી ઓઢીછે આછી, તે તો પવન કરે છે પાછી. ૧૮
જેને પૂરણ મદ જોબન, નમે કલ્પલતા જેવું તન;
શોભે રામા જેવો શશિ, એવું વદન રહ્યું છે હશી. ૧૯
બેઠી આસન તે બહુરંગી, તકીએ રહી રામા અઠંગી;
દૈત્ય ચિત્રામણ જ્યમ લખિયો, સામું બોલી તે નવ શકિયો. ૨૦
અસુર આભ્યંતર વિચારે, બ્રહ્મા આવાંને અવતારે!
જેણે પૂજ્યા શારંગપાણિ, તેને આવી હશે ધણીઆણી. ૨૧
હું હોઇશ પૂર્વનો પાપી, તો ઇશ્વરે મુને ન આપી;
એ તો શેપે નવ જાય વરણી, પૂછું જઇ કુંવારી કે પરણી. ૨૨

---

૧૨ કદલી—કેળ. ૧૫ અંબુજવરણી—કમળના રંગ જેવી (રાતી).
૨૧ આભ્યંતર—મનમાં.

હોય જો પરણી કે કુંવારી, પણ એ અબળા તો મારી;
હાંવાં પ્રપંચ કરીને જાવું, પરણીને ગૃહસ્થ થાવું. ૨૩
એવી દુષ્ટને દુર્મતિ ધ્યાઇ, મૂઓ વીસરી ગયો જે ભાઇ;
ધરિયો ભમરાકેરો વેષ, થયો રજ્જક નાંધડો વેષ. ૨૪
અબળાને કુસુમનો હાર, જઇ માંડ્યો તે પર ગુંજાર;
તેના ઉરપર આવી બેસે, કંચુકીમાં આવીને પેસે. ૨૫
ગણગણે ને મન મકલાય, મદાલસા બી'ને બેઠી થાય;
સખીઓને કે' કૌતુક જુઓ, બ્યાલે ભમરો પડ્યો છે મૂઓ ! ૨૬
મુખ જંઘાસ્થળ પર ભમતો, દૈત્ય રાજકુંવરીને દમતો;
પંચ પંચસે આયુધધારી, રક્ષા કરે હજારી નારી. ૨૭
નહિ છોછી તે રાજકુમારી, ના પામે લાગ જુગારી;
આસન હેઠળ આવીને રહ્યો, પછી સ્થૂળ શરીરે થયો. ૨૮
મહાસાહસ કર્મ ત્યાં કીધું, અબળા સોતું આસન લીધું;
શરીર પોતાનું વકારી, આસન સહિત ઉંચલી નારી. ૨૯
પછે લઇ ઉડ્યો આકાશ, ધાઇ પાંચશે પૂઠળ દાસ;
મારો મારો મુખે બકતી, પણ પાપીને પો'ચી ન શકતી. ૩૦
કાઢી ઝળકતી તરવાર, નારી કરે છે મારોમાર;
કો ધનુષ્ય કરે સંધાણ, કો મૂકે અન્યોઅન્ય બાણ. ૩૧
અન્યોઅન્ય કરતી તેડાં, હથિયાર ને હાથે ખેડ્યાં;
મહારોધ શબ્દ ઓચરતી, રામા ચક્રની પેરે ફરતી. ૩૨
કો રાજકુંવરી કોણે લીધાં, હરિવદનીનાં હરણજ કીધાં;
ચાલો ગંધર્વલોકમાં જઇએ, એનાં માતપિતાને કહીએ. ૩૩

---

૨૪ રજ્જક—લગાર જેવડો (?) નાંધડો— નાનો. ૨૬ બ્યાલે ઇ૦— મૂઓ ભમરો મારી પાછળ પડ્યો છે ! ૩૨ મહારોધ—મોટો અટકાવનારો શબ્દ.

ન દીસે કહીં તેનું સ્થાન, દેખતાં પામી અંતર્ધાન;
ખોવાઇ કન્યા રે કાલી, ઘેર કે'વાને સઘળી ચાલી. ૩૪
અબળા તે થઇ ઓશિયાળી, આપણને આપી હુતી સંભાળી;
હાવાં ઉત્તર શો રે દેવાશે, સમાચાર તે કયમ કહેવાશે! ૩૫
તે ઉચાટે આવી ઘર, કહેવાયે નહિ ખબર;
પછે માતપિતા એમ પૂછે, તમો સન્મન્યાં છો તે શું છે? ૩૬
કયાં ગઇ કુંવરી મારી, જે પર ચંદ્ર નાખું ઉવારી;
દીઠી આગળથી જે આવે, મારૂં આંગણિયું સોહાવે. ૩૭
મારા પ્રાણતણો આધાર, તેને શે લાગી આવડી વાર;
કે કોણે કુંવરી મારી હરી, અન્યથા કયાં ગઇ સુંદરી? ૩૮
પછે બોલ્યો સખીનો સાથ, ભોંયે પડિયા ચારે હાથ;
અમથી તો કાંઇ ન થયું, કોઇ હરણ કરીને ગયું! ૩૯
સખીવચન એવાં સાંભળી, માતપિતાને મૂર્ચ્છા વળી;
પછે રોતાં નર ને નારી, દીકરીના ગુણ સંભારી. ૪૦
વિશ્વાવસુ શોધને કરતો, પિતા ઠામ ઠામ સંચરતો;
તે પુત્રી ખોળી નવ જડે, માતપિતા ઘણું રડવડે. ૪૧

વલણ.

સંચરતો ને શોધ કરતો, પણ પુત્રી ખોળી નવ જડે રે;
એ કથા એટલેથી રહી, કન્યાને કષ્ટ કેવું પડે રે. ૪૨

### કડવું ૫૫ મું.

રાગ સોરઠીની ફાળી.

આસન લીધું ઉંચલી રે, દૈત્ય મોટો વિક્રાળ;
ઉધડકી[1] મદાલસા રે, પડી પેટડિયામાં ફાળ.
સહીઓ જઇને કે'જો વાત રે, ન કરે ચિંતા મા ને તાત રે. ટેક. ૧

---

૧ ઉધડકી—એકદમ ચકિત થઇ.

મૂકય મૂકય મુને ભાઇડા રે, હું લાગું તારે પાય;
પિતા જોશે વાટડી રે, ટટળી મરશે મારી માય. સહીઓ૦ ૨
હું તો તમારી બાળકી રે, કાંઇ ત્રેવડજો મુને વા'લ;
આ પાપીને હાથે ચઢી રે, કાંઇ કર્મે કીધું આળ. ,, ૩
મારાં માબાપને જઈ કે'જો રે, તમે દુઃખ ન ધરશો રેષ;
એ તો સો વાને મટશે નહિ રે, મારા કર્મની રેખ ! ,, ૪
ટળવળતી ઝાલી તારૂણી રે, દુષ્ટ હૃદે નહિ દયાય;
વિકળ વદન કેશ મોકળા રે, નયને નીરમવાય. ,, ૫
જેમ અમસૂતા પોપટી રે, ગ્રહીને ચાલે માંઝાર;
તેમ લીધી મદાલસા રે, નવ પોહોચી બૂમને વા'ર. ,, ૬
જેમ મૃગલી મુખ વાઘને રે, ઝાલીને ચાલે વન;
તાણી તેમ લીધી મદાલસા રે, આરત નાદે કરતી રૂદન. ,, ૭
અંતરિક્ષ ચાલ્યો અધર્મી રે, દયા નહિ મન એવ;
એવે વાટ વિષે સામાં મળ્યાં રે, ઉમયા ને મહાદેવ. ,, ૮
તે પાર્વતીએ સાંભળ્યું રે, જે બાળકી પડીછે બંધ;
તમો મૂકાવો મહાદેવજી રે, જયમ અબળા પામે આનંદ. ,, ૯
વળતી બોલ્યા શિવજી રે, નારીને નારીની વા'ર;
કહે તું હું શું કરૂં રે, જો નવ આપે દાનવ નાર. ,, ૧૦
ન આપે તો મારજો રે, થઇ અબળાના આધાર;
રસ્તે જતાં શે લેઉ રે, અમથો ઉંચલી ભૂમિભાર. ,, ૧૧
તવ ઉમયાજી બોલિયાં રે, એ કન્યાનો હરનાર;
તે પાપીને મારશો રે, એ નારીનો વરનાર. ,, ૧૨

૪ સો.વાને—સોવાનાં કરતાં.

(તું) રોઇશ મા મદાલસા રે, એમ માતા બોલ્યાં વાણ;
વર રાજકુંવર આવી સહી રે, ગ્રહેશે તારો પાણ. „ ૧૩
તે કામિની બીછી ગઇ રે, પાપી ન બીછ્યો પેર;
પાંચમે પાતાળે આવિયો રે, તે તો પોતાને ઘેર. „ ૧૪

વલણ.

પોતાકેરે ઘેર આવ્યો, નારી લાવ્યો રતન રે;
અન્ય કોઇ મળે નહિ, કયમ ઉગરી સ્ત્રીજન રે. ૧૫

## કડવું ૫૬ મું.

રાગ રામગ્રી.

વૈશંપાયન બોલ્યા વાણી જી, હરણ કરીને અબળા આણી જી;
મંદિર મોટાં છે અન્યકાર જી, ન મળે ત્રીજું જન તે ઠાર જી. ૧

ઢાળ.

તે ઠાર ત્રીજું નવ મળે જન, જે કરે આવી વાત;
મદાલસા સ્નેહે વ્યાકુળી, તેની આંખે આંસુપાત. ૨
મેં રે કયાં કર્તવ્ય કીધાં, કયાં કીધાં મોટાં પાપ;
આણે સ્થાનક આવી પડી, મૂકી મા ને બાપ. ૩
દૈત્ય વળતો બોલિયો, તમો કાં કરો રૂદન;
સુખ નાના વિધનાં ભોગવો, ભાવતાં કરો ભોજન. ૪
પટકૂળ પેરો પદ્મિની, ને કરો શોભિત શણગાર;
તારે પૂર્વને પુણ્યે કરી, હું સાંપડ્યો ભરતાર. ૫
તમો શોક મૂકો સુંદરી, શૃંગાર સારો સોલ;
તર્ત હાથ ઝાલી માહરો, કરો ઝાકમઝોળ. ૬

સ્વર્ગના સુખથી અધિક છે, જો કરી જાણશો વિવેક;
તો ભોગ ભોગવશો નાના વિધના, આપણી સંગ અનેક. ૭
ગોરી જરા નાવે તુજને, નાગરસ કરાવું પાન;
તારૂં યૌવન રહે સદા લગી, વાધતું થાશે વાન. ૮
આ ભુવન જુઓ ભામિની, ભાસ્કરકેરી ભાસ;
યહાં વસવું તો પડ્યું, જો પૂજ્યા હશે અવિનાશ. ૯
સુંદરી શામાટ સનમન્યાં, તમો ખોલો મૂકી લાજ;
પરણો મુજને પ્રેમદા, જ્યમ સરે સઘળાં કાજ. ૧૦
ત્યારે મદાલસા એમ ઉચરે, મન કરી શુદ્ધ વિચાર;
એને પરણ્યાનો પ્રપંચ કરૂં, લગાડું કાંઇ એક વાર. ૧૧
વચન પાળું પાર્વતીનું, જે આપ્યું છે વરદાન;
એ પાપીને મારણહારો, કો આવી ચઢે બળવાન. ૧૨
વ્યાકુળ નયને નિહાળિયું, મુખ જણાવ્યો આનંદ;
જ્યારે હસતી દીઠી મદાલસા, તવ પાપી પડયો માયાફંદ. ૧૩
વિનય જુક્તિ કરીને બોલી, ન હોય ઉતાવળનું કાર્ય;
ઠામી ઠેકી વિવાકર્મ કીજે, કોને કરીશું આચાર્ય ! ૧૪
કુટુંબ તેડો તમતણું, કોઇએ હું નથી દીઠી;
ગીત ગાયે કામિની, આપણને ચોળે પીઠી. ૧૫
જ્યારે સ્વજનકેરૂં નામ લીધું, સાંભર્યો તવ ભાઇ;
દુમો જાગ્યો દૈત્યને, ત્યારે જળે આંખ ભરાઇ. ૧૬
ચક્ષે જોયું જુગતે કરીને, તેનું દુઃખ લાગ્યું કેર;
હજી તો ઋતુધ્વજ મારે મારવો, વાળવું ભાઇકેરૂં વેર. ૧૭
ગાલવિયાનો યજ્ઞ ભાંગ્યું, શત્રુને નાખું મારી;
ત્યારે દાઝ હોલાયે મનતણી, પછે હું પરણું નારી. ૧૮

૮ જરા—ઘડપણ. નાગરસ—અમૃત. ૯ ભાસ્કર—સૂર્ય.

કુંડળધાર દાનવની દીકરી, જેનું કુંડળા એવું નામ;
તેણે ધ્યાન ધર્યું તેહનું, તે આવી રહી તેણે ઠામ. ૧૯
કર જોડીને વિનવિયા રે, કન્યાએ મહારાજ;
આ વેળા મુજને કયમ સ્મરી, શું છે સ્વામી કાજ. ૨૦
અસુર કહે તું મદાલસાને, સાચવજે રહી પાસ;
એટલે જઇ કરી હું આવું, ઋતુધ્વજનો નાશ. ૨૧
મારો ભાઇ પડિયો ભૂમિ પર, તેને નથી દીધું દર્શન;
તો હું કયમ પરણું પ્રેમદા, તું સાંભળ મારી બેન, ૨૨
ત્યારે મદાલસા એમ ઉચરી, જાઓ પધારો બળવંત;
હું તો કહુંછું વેગે કરી, જઇ શત્રુનો આણો અંત. ૨૩

વલણ.

અંત આણો શત્રુનો જઇ, યહાંથકી તે પરવરો રે;
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, પછી યજ્ઞ કયી પેરે કર્યોરે. ૨૪

## કડવું ૫૭ મું.

રાગ સારંગ ધન્યાશ્રી.

નારદજી એમ ઉચ્ચરે, સુણો યુધિષ્ઠિર રાજન જી;
ત્યાં ઋતુધ્વજ ઊભો રહ્યો છે, ચાલતો થાય જગન જી. ૧
ધનુષ્ય ટંકારવ કરેછે, નિગમતણો પ્રબોધ જી;
બ્રાહ્મણ ભણે ભાઇ પડચો દીઠો, પાપીને ચઢિયો ક્રોધ જી. ૨
ત્યાં ભોજન કરવા વિપ્ર આવે છે, ગંગામાં અંઘોળી જી;
ત્યાં તેમનું તેમજ દીઠું, દૈત્યને લાગી હોળી જી. ૩
ઋતુધ્વજે તાલકેતુ માર્યો, તેનાં વિપ્ર કરે વખાણ જી;
કુંવર કેવો બીજાને મારતો, ચઢાવી રહ્યો છે બાણ જી. ૪

ત્યારે વચન સુણીને દાનવ બોલ્યો, મુખે કરીને સૌર જી;
પછે યજ્ઞ વિષે આવીને પડિયો, તે કરી અંધારૂં ઘોર જી. ૫
ત્યારે ઊઠ્યા બ્રાહ્મણ ભોજન કરતા, ભર્યાં મૂક્યાં ભાજન જી;
ત્યાં તે દૈત્યને શુંજ વીત્યું, તે સાંભળ કહું રાજન જી. ૬
વિદ્યુતાસ્ત્ર બાણ મૂકીને, તેણે કાયા સઘળી માપી જી;
ત્યાં તેણે અજવાળું કીધું, નિશાળો કીધો પાપી જી. ૭
એક શીલા સરખો વૃક્ષ મોટો, તે દૈત લાવ્યો ઉપાડી જી;
તે ઋતુધ્વજની ઉપર નાખ્યો, માથા ઉપર ભમાડી જી. ૮
રાજકુંવરે બાણ મૂકી, તરૂવર કીધો તિલ માત્ર જી;
પછે શિર શર તાણીને માર્યાં, વેધ્યું દૈત્યનું ગાત્ર જી. ૯
કાપ્યાં ટોપ કવચ ને ભાથાં, કાપ્યાં સર્વે આયુધ જી;
(ત્યારે) નાઠો દાનવ રણ મૂકીને, તેણે સેવાયું નહિ યુદ્ધ જી. ૧૦
તેને ચઢાવ્યો ધનુષ્ય ઉપરે, મારવા એકી મૂઠે જી;
પળાયો વન પાપી દેખી, અશ્વને મૂક્યો પૂઠે જી. ૧૧
પાખરિયો જે પવનવેગી, દેવતણો આપેલો જી;
પાતાળકેતુની પૂઠે ચાલ્યો, જાણે જળનો રેલો જી. ૧૨
માયાવી મરડાતો ચાલે, જ્યાં હોય અઘોર પંથ જી;
જ્યાં અસુર ત્યાં અશ્વજ ચાલ્યો, આખડે અહીંતહીં અંધ જી. ૧૩
થરથર ધ્રુજે કાંઇ નવ સૂઝે, મુખે શ્વાસ ન માય જી;
જુએ વળી પડે ઢળી, ઉઝરડાય ઊભો થાય જી. ૧૪
ઓ માર્યો વનમાં વિમાસે, બાણ દેખી કાયા કાંપે જી;
શરીરે શિથિલ તે થયો, રખે ઘોડો મુજને ચાંપે જી. ૧૫
પછે માયા કીધી દાનવે, ધર્યું સૂકર સ્વરૂપ જી;
અશ્વ પળિયો તોય પૂઠે, નિરખે આવ્યો ભૂપ જી. ૧૬

ઋતુધ્વજ હોકારા કરતો, થયો અશ્વ ઉપરથી બેઠો જી;
એવે પૃથ્વી ભેદી પગપ્રહારે, પાપી પાતાળે પેઠો જી. ૧૭
અગાધ જળ ત્યાં આગળ આવ્યું, માંહે માયાવી પરવરિયો જી;
ત્યાં ઝંપાપાત ઘોડે કીધું, રાયને લઇ તરિયો જી. ૧૮
પાણી પૂઠળ ગુફા ગહ્વર, અનંત નદી ને નાળાં જી;
તેમાં તુરિ ધાયો હેઠે, જ્યાં મનુષ્ય ન હીંડે પાળાં જી. ૧૯
અતળ વિતળ ને તળાતળ, જ્યાં ચોથું પાતાળ છે;
દૈત્યે જાણ્યું ઘેર જઇશ તો, કન્યા લેશે ભૂપાળ જી. ૨૦

વલણ.

ભૂપાળ લેશે ભામની, તે ચિંતા ચિત્તમાં થઇ રે;
અંતરધ્યાન ત્યાંથી થયો, તે રસાતળ પેઠો જઇ રે. ૨૧

## કડવું ૫૮ મું.

રાગ નટની દેશી.

અતરધ્યાન દાનવને દેખી, જઇ પેઠો પતાળ;
ત્યારે ઋતુધ્વજ મનમાં વિમાસે, ચાલ અશ્વને પાછો વાળ. ટેક. ૧
ભૂલ્યો વાટ ઉચ્ચાટજ થાયે, ભૂલામણ પડી ભ્રમ;
જળ મધ્યે કાંઇ વાટ ન સૂઝે, છે ઘોડાને નિજગમ્ય. અંતર૦ ૨
ચોદશ જુએ બે બાકળો, અશ્વ ખેડે ઘણું ઉકળિયો;
અશ્વને તો જ્ઞાન ઘણું છે, તે મદાલસા ભણી વળિયો. „ ૩
રાય ઘોડાને ઘણુંએ ખેંચે, પણ મંદિર ભણી મરડાયે;
રીસ કરીને ચાબખો મારે, લોચન રાતાં તરડાયે. „ ૪
તેણે કહ્યું ન કરે કુંવરનું, મન જવા દૈત્યને ઘેર;

૧૭ બેઠો—અર્થાત્ ટટાર. ૨ ગમ્ય—ગમ—ખબર.

ત્યારે રાય કહે હવે જાવા દઉં, થાય છે શી પેર.  અંતર૦. ૫
મન પોતાનું દૃઢ કરીને, મૂકી વાજીની વાગ;
અશ્વ ચાલ્યો દાનવને મંદિર, ચપળ ચલાવી પાગ.  ,, ૬
એવે જળ રહિત સ્થળ આવ્યું, તે દેખોતું અતિ રમ્ય;
તે મધ્યે પાધરો પેઠો, ઘોડાને નિજગમ્ય.  ,, ૭
દ્રુમ વેલી અશોકવનમાં, તેની શોભા છે અતિ ઘણી;
ઠામ ઠામ અજવાળા અર્થે, મૂકયા છે નાગમણિ.  ,, ૮
અતિ તેમાં સુંદર સરોવર, નિર્મળ જળ ત્યાં લેંકે;
પાળે પાળે તરૂવર રોપ્યાં, બાવનાચંદન એકે.  ,, ૯
ફૂલ ફળને ભારે કરીને, દ્રુમ રહ્યાં છે વળી;
ગુલાબ ઉપર લતા વીંટાઇ, ફળ ફૂલે રહી તે ફળી.  ,, ૧૦
રાજકુંવર રળિયાત થયો, પછે પીધું તે શીતળ જળ;
વળી તે મૂકી આઘેરો ચાલ્યો, એક આવ્યું દારૂણ સ્થળ. ,, ૧૧
તે દેખી ભૂપતિ ભય પામ્યો, પડયાં દીઠાં કબંધ;
કીરિટ કુંડળ ને માંસ શોણિત, તેનો વાયુ વાય દુર્ગંધ.  ,, ૧૨
ત્વચા ચર્મ કર પદ મસ્તક, અર્ધ કરડેલાં પડયાં;
ઋતુધ્વજ મનમાં વિમાસે, શું પ્રલેકાળ કૃત્યજ અડયાં ! ,, ૧૩
એ દારૂણ વનની વાટ દીસે, હશે દૈત્યનો યાં વાસ;
યહાં અશ્વ શત્રુ થઇ લાવ્યો, હવે જીવ્યાની શી આશ.  ,, ૧૪
અરે જીવ શિવ રક્ષણહારો, તેને અંતર આવ્યું જ્ઞાન;
એવું કહી અશ્વ આગે ખેડયો, ને સમર્યા શ્રીભગવાન.  ,, ૧૫
એવે ચાલતાં મંદિર આવ્યું, ત્યાં કનકતણો છે કોટ;
તે મહામનોહર દેખી રાજા, તેણે અશ્વ હાંકિયો સાંસોટ. ,, ૧૬

---

૬ વાગ—લગામ. ૧૨ કબંધ—મુડદાં. ૧૬ સાંસોટ—સોંસરો.

મંદિર માળિયાં ગોખ જાળિયાં, ત્યાં અતિ અટારી શોભતી;
ગોખ ચોક પરસાળ પૂરી, મન મુનિનું લોભતી. અંતર૦ ૧૭

વલણ.

મુનિ મન હીસે અવલોકતાં, ભુવનની શોભા ઘણી રે;
રાજકુંવર ત્યાં સાંચરે, જ્યાં કન્યા વિશ્વાવસુતણી રે. ૧૮

## કડવું ૫૯ મું.

### રાગ કેદારો.

જ્યારે રાજા આવ્યો દ્વાર, બારણે બાંધ્યો તોખાર;
મન કરે ભય જોઇને લાગ, બીતો બીતો માંડે છે પાગ. ૧
તેને અંતર આવ્યું જ્ઞાન, તેણે સમર્યા શ્રીભગવાન;
રાજકુંવર ત્યાં પરવર્યો, ખાંતે ખડ્ગ તે કરમાં ધર્યો. ૨

ઢાળ.

ધરી ખડ્ગ મન દૃઢ કરીને, આદર્યો પ્રાણ ખોવા;
થનાર હોય તે થાજો વે'લું, જાઉં અંતઃપુરમાં જોવા. ૩
એ તો માયાવીએ માયા કીધી, મુજને મો'વા માટે;
એ પ્રપંચ કીધો પાપીએ, જે મંદિર માંડ્યું આ વાટે. ૪
આ તો સુરપતિના સદન સરખાં, શામાટે છે શૂન્ય;
કનકકેલ બંધ કામજ કીધું, ત્યાં નાણાની નહિ ન્યૂન. ૫
અહીં નર નારી નપુંસક દીસે છે, પણ નથી પંખી ને પશુ;
કરનારે ખપ ઘણો કીધો છે, પણ શામાટે નથી વસ્યું ! ૬
કે ઇંદ્રાસન આણી મૂક્યું છે, કોઇ અસુરનો ભય જાણી;

એવું વિચારી આઘેરો ચાલ્યો, તેને વિખાણી વિખાણી. ૭
ઘર માંહે ઘર ચઢતું આવે, પણ દીસે ઉદવસ્ત;
આસન આભરણ તકીઆ દેખી, જોઇ કુંવર ઘસતો હસ્ત. ૮
એમ કરતાં આઘેરો ચાલ્યો, રાય શત્રુજિતનો તન;
ત્યારે ત્યાં કુંડલા દાસી દીઠી, આવી બારણે કરે મજ્જન. ૯
રૂપ સુંદર મદન પૂરણ, ત્યાં દીઠો આવતો રાય;
મજ્જન કરી સુંદરી પેઠી, તે અંતઃપુરમાં જાય. ૧૦
તે તો મદાલસા પાસ આવી, હશી બોલી કર જોડ;
રાણીજી કો રાજા આવેછે, જે પર કામ વારૂં કોડ. ૧૧
સાંભળીને શ્યામા હશી, વચન ઉમયાનું થયું સાચું;
પાપીનો વધ કરે મુજને વરે, એવું એ પાસે જાચું. ૧૨
આગળ અંતરપટ કીધું, લજ્જા અંતર આણી;
સૈરંધ્રી સામી મોકલી, પાત્ર ભરીને પાણી. ૧૩
હાવ ભાવ કરી અંગના, પછે બોલી કુંડલા વાણી;
આશંકા મૂકી રાય પધારો, તમને તેડેછે રાણી. ૧૪
વાક્ય સાંભળી શ્યામાકેરાં, વિસ્મય થયો ભૂપ;
દાસી એની આવી છે તો, રાણીનું શું રૂપ. ૧૫

વલણ.

(ત્યાં) રૂપ જોવા ગયો ગુણનિધિ, આપ હૈયું દ્રઢ કરી રે;
વિપ્ર પ્રેમાનંદ એમ ભણે, પછે કયમ મળી તે સુંદરી રે. ૧૬

---

૮ ઉદવસ્ત—ઉજડ. આભરણ—ઘરેણાં. ૯ મજ્જન—સ્નાન. ૧૩ સૈરંધ્રી-દાસી.

## કડવું ૬૦ મું.

### રાગ કેદારો.

ગયો રાજા અતિઉલ્લાસે, દાસી આવી મદાલસા પાસે;
રાણીની આજ્ઞા ત્યાં લીધી, આસન આપીને પૂજા કીધી. ૧
જોયું પાતાળકેતુનું ઘર, જાણે વાસે વસે શ્રીવર;
બારસાખો તે હારે હારે, લીપી ભીંત કનકની ગારે. ૨
મધ્ય સ્ફાટિક મણિના સ્તંભ, સામા સામી દિસે પ્રતિબિંબ;
ચિત્રામણ ચોદિશા ચળકે, મુક્તાફળનાં તોરણ લળકે. ૩
એવું સદન મૂક્યું છે સમારી, ઋતુધ્વજ રહ્યો છે વિચારી;
પછે બોલ્યો તે રાજકુમાર, દાસીને પૂછ્યો સમાચાર. ૪
તમો જાતે દીસોછો એક, આ તો ઓરડા દીસે અનેક;
આ કોણે સમાર્યું છે ધામ, યહાં વસનારનું શું નામ. ૫
સૂનું શામાટે છે સદન, કહો વાત છાંડીને મન;
ત્યારે કહે કુંડલા નારી, સમાચાર કહું વિસ્તારી. ૬
ઘડનારો વિશ્વકર્મા અવશ્યમેવ, વાસે વસતા મઘવા દેવ;
એક દૈત્ય જે કુંડલધાર, ઇંદ્રે તેને સોંપ્યું ઘરબાર. ૭
યહાંથી ઈંદ્ર થયો રે વિદાય, કુંડલધર મૂકયો ઘરમાંય;
તે રાજાની હું છું કુમારી, નાનપણે હું અંગે સારી. ૮
એક વજ્રકેતુના બે બાળ, તેનાં રૂપ મહા વિકરાળ;
તાલ પાતાલ એવું નામ, તેણે પિતા મારો માર્યો આ ઠામ. ૯
ઘરની રિદ્ધિ લુંટીને લીધી, મુને બે ભાઇએ દાસી કીધી;
દુષ્ટે દમિયાં ત્રિભુવન, ઉસરડી ભર્યું યહાં ધન. ૧૦
મુને કરાવેછે વતુ ને વારી, કોણ જાણે પીડા મારી;

---

૨ શ્રીવર—લક્ષ્મીપતિ-વિષ્ણુ. ૪ સદન—ઘર. ૭ મઘવા—ઇંદ્ર.

એક ગાલવ નામે મુનિજન, તેનો ત્રણ વાર ભાગ્યો જગન. ૧૧
કો રાજા ઋતુધ્વજ બળવંત, તેણે એકનો આણ્યો અંત;
પાતાળકેતુ ગયો છે નાશી, ઋતુધ્વજને નામે ત્રાશી. ૧૨
એક મદાલસા નામે નારી, વિશ્વાવસુતણી રે કુમારી;
તેનું રૂપ મનોહર નિરખી, પાપી લેઇ આવ્યો તેને હરખી. ૧૩
કન્યા હરણ કરી છે તે કાલે, પાપી લેઇ આવ્યો પાતાળે;
પરણ્યાની કીધી છે સજાઇ, ત્યારે સાંભર્યો તેનો ભાઇ. ૧૪
મુને મૂકી સાચવવા ઘેર, તે ગયો છે વાળવા વેર;
શું જાણીએ મૂઆ કે માર્યા, પણ ભાગ્યે તમો રે પધાર્યા. ૧૫
આ તો કન્યા તમોને ફાવી, કંઇ વાત દીસેછે ભાવિ;
પ્રેમે પ્રેમદાજીને પરણો, આ તો મેળ છે સઘળે ઘણો. ૧૬
એ તો ઇશ્વરે તમને આપી, વે'લા થાઓને આવશે પાપી;
ત્યારે ઋતુધ્વજ બોલ્યો વાણી, દેખાડ મદાલસા જે રાણી. ૧૭
હું છું અયોધ્યાનો રાજન, તાળકેતુ કીધો મેં નિધન;
પાતાળકેતુની પૂઠળ ધાયો, યહાં આવ્યો તે કયાં સંતાયો ! ૧૮
જ્યારે જાણ્યું માર્યો સુભટ, આફ્રણીએ ફાટ્યું અંતરપટ;
આભમાંથી ચંદ્ર નીસરે બા'ર, એવી નયને નિરખી નાર. ૧૯
મિટેમિટ બંનેની મળી, દુઃખની વાત હૃદયથી ટળી;
ત્યારે રાજા બોલી નવ શકિયો, જેવો ચિત્રામણમાં લખિયો. ૨૦

વલણ.

ત્યાં ચિત્રામણ રાજા થયો, મદાલસા નારી શું કરે રે;
ભટ પ્રેમાનંદ એમ ભણે, જે શ્રોતાજન હૃદયે ધરે રે. ૨૧

---

૧૧ વતુ—હજામત—અર્થાત સેવા ચાકરી. વારી—વેઠ. ૧૫ ભાવિ—અનવાકાળ. ૧૮ નિધન કીધો—મૃત્યુ પમાડયો.

## કડવું ૬૧ મું.

### રાગ કેદારાની ચાલ ટુંકડી.

બોલો બોલો રઢિયાળા રાય જી, મુખને મરકલડે;
હું તો લાગું તમારે પાય જી, મુખને મરકલડે. ૧
તમો જાગીને આપ સંભાળો જી, મુખને મરકલડે;
તમો ફેંટો પાઘડીનો વાળો જી, મુખને મરકલડે. ૨
હેઠું ખડ્ગ પડે છે ગળી જી, મુખને મરકલડે;
વાગશે તો બેસશો રળી જી, મુખને મરકલડે. ૩
આંખ કરો શું અધપડિયાળી જી, મુખને મરકલડે;
રૂડી પાઘડી રઢિયાળી જી, મુખને મરકલડે. ૪
સ્વામી દૃષ્ટિ રાખીએ સાદી જી, મુખને મરકલડે.
એમ નવ કીજે છોકરવાદી જી, મુખને મરકલડે. ૫
પ્રીછ્યા પ્રીછ્યા બોલો મહારાજ જી, મુખને મરકલડે;
કરોની વિવાહકેરો સાજ જી, મુખને મરકલડે. ૬
મુને કહ્યું છે ઉમયા ને હેરે જી, મુખને મરકલડે;
માટે લાજ ના કીજે વરે જી, મુખને મરકડે. ૭
અહીં નથી બીજું ત્રીજુ કોય જી, મુખને મરકલડે;
એમ વિહ્વળપણે શું હોય જી, મુખને મરકલડે. ૮
એટલે શું જણાવો પ્રીત જી, મુખને મરકલડે;
અમો પ્રીછું પુરૂષની રીત જી, મુખને મરકડે. ૯

---

૨ મદાલસાને જોવાથી ઉપજેલા ઋતુધ્વજના સાત્વિકાનુભાવવર્ણેછે: તમો ૪૦—સ્પષ્ટ છે. ૪ અધપડિયાળી—અરધી મીંચેલી. ૬ પ્રીછ્યા પ્રીછ્યા —ઓળખ્યા ઓળખ્યા ( ઉમયાએ કહેલા તેજ તમો ).

વલણ.

અમો રીત જાણું પુરૂષની, તવ પુરૂષ બોલ્યો પાસે જઇ રે;
ત્યાં ચાલ દેખી ચતુર નરની, મદાલસા ઘેલી થઇ રે. ૧૦

## કડવું ૬૨ મું.

### રાગ કેદારો.

દેખી ચાલ તે ચતુર નરની, માયા લાગી તે રાજકુંવરની;
કાંઇ મોઘેરી તે થાતી, મોંકળા દીસે ચઢિયાતી. ૧
પછે મૌન કરીને મોઢે, આઘી ઓસરે આઘું ઓઢે;
તેમ તેમ રાજા આઘેરો આવે, પ્રીતે પ્રેમ કરીને બોલાવે. ૨
તમો લજ્જા તે કોની ધરો, શામાટે ઘુંઘટડો કરો;
મુને વદનકળા રે દેખાડો, સુખ સ્વર્ગનું રે પમાડો. ૩
મોહો મોહ્યો રે તારે લટકે, શે ના બોલો મોહને મટકે;
કાં મૌન કીધું છે રે નારી, ન બોલો તો નાખો મને મારી. ૪
તમે અંબર પેર્યું અતિ આછું, મુખ પરથી કરોની પાછું;
મોહો મોહ્યો તે અદ્ભુત તેજે, હરિવદની તારે હેજે. ૫
મુખ દેખુંછું ઘુંઘટમાં, લાજ મૂકી બોલો ઉલટમાં;
ત્યારે ઘુંઘટ પરો રે કીધો, ઋતુધ્વજને દષ્ટિમાં લીધો. ૬
શાં માન હાવ ભાવ છે સબળા, મુખ જાણે ચંદ્રની કળા;
રહ્યો રાજા તે પાસે આવી, ન બોલે તે અબળા બોલાવી. ૭
ભરાયો માયાને પાશે, જ્યમ ભમરો અબુજને વાસે;
તેને રૂપે મેરૂ ડોલે, તો મનુષ્ય કેઇ તોલે. ૮
રહ્યો પાસે આવીને રાય, પામરીએ ઢોળે વાય;

૫ હરિવદની—ચંદ્રમુખી.

કચરો વળગ્યો દે છે નાંખી, મદાલસાની ઉરાડે માંખી. ૯
ત્યાં મુખ જુએ ફરી ફરી, મેં તો તમને મૂકયા છે વરી;
મારા સમ જો ન બોલો સુંદરી, લાજ શાને ધરો ઓસરી. ૧૦
અહીં તો એકજ છે કિંકરી, જુઓ તમે પ્રેમ નયન ભરી;
આવો સાથે કરૂણા કરી, ઇશ્વર આપશે મુષ્ટિં બાજરી. ૧૧
કોમળ ગંધર્વની રે કુંવરી, એને પાપી લાવ્યો છે હરી;
વિપત્તિમાં જાણી છે ખરી, માટે કહુંછું હેતજ ધરી. ૧૨
પ્રણીપત શી કરૂં એ ઉપરી, ના બોલો તો હું જાઉં મરી;
વામાએ પરો કીધો છે ઘુંઘટ, બોલે જે પાગે ધરૂં મુગટ. ૧૩
પાલવ પાથરૂં પામરીનો પટ, વદો વાણી આણી રે ઉલટ;
મિથ્યા શી કરવી એ ચટ, અમો મીઠું છું નથી કાંઇ જટ. ૧૪
દાનવથી બીતાં હશો અધરવટ, પાપીને હું કરૂં દેંવટ;
વેરીનુ મસ્તક છેદીશ કટ, કરૂં પૃથ્વી પાધર પટ. ૧૫
મૂકો હૈયાની ખટપટ, ત્યારે મળ્યાં રાણી આવી ઝટ;
એમ કહે પ્રેમાનંદ ભટ, હૈયામાં આણી ઉલટ. ૧૬

### વલણ.

ઉલટ આણી અતિ ઘણો, હેત શું મળ્યાં નર નાર રે;
દુઃખ ગયાં ને સુખ થયાં, શિર સાટે થયો ભરતાર રે. ૧૭

## કડવું ૬૩ મું.

### રાગ દેશાખ.

નારદ કહે સાંભળ ધર્મ, કયમ કીધું વિવાહનું કર્મ;
મદાલસા રાજાને મળી, જ્યમ વીજળી આકાશે ભળી. ૧

---

૧૫ અધરવટ—અંતરિયાળ.

દુઃખ કહ્યું માંડીને નાર, હર્ષેશુ ભરી નયનવાર;
ત્યારે રાજાએ વાણી ઉચરી, આવો અશ્વે બેસી સુંદરી. ૨
એવે દાસી થાય વિદાય, તેવે આવ્યા નારદ ઋષિરાય;
ત્યાં ઋષિનું કીધું પૂજન, સમાચાર કહ્યા રાજન. ૩
નારદ કહે સીધ્યું શીઘ્રે કાર્ય, હું તો થવા આવ્યો આચાર્ય;
પછે ચોરી કીધી બ્રહ્મકુમાર, પરણી અશ્વે થયો અસવાર. ૪
વળતા બોલ્યા મુનિ ભગવાન, કુંડલા તું દે કન્યાદાન;
આરોપી કંઠે વરમાળ, વરકન્યા પરણ્યાં તતકાળ. ૫
અંતર્ધાન નારદ ત્યાં હવા, તત્પર નરનારી થયાં જવા;
ત્યારે દાસી ઇમ બોલી વાણ, નરનારીને હજો કલ્યાણ. ૬
અશ્વે બેઠો વેગે કરી, ઉછંગ ઉપર બેઠી સુંદરી;
દેવનો આપેલો જે તુરી, જ્યમ આવ્યો ત્યમ ચાલ્યો ફરી. ૭
યજ્ઞે ગાલવ ઋષિ જુએ છે વાટ, ન આવ્યો કુંવર થાય ઉચાટ;
ગાલવ અશ્વને પગલે પળ્યો, કુંવર કન્યા લઈ સામો મળ્યો. ૮
ઉતર્યો હેઠો કે'વા સમાચાર, અથ ઇતિ સર્વે કહ્યા વિચાર;
ઋષિ ગાલવ હરખ્યા ઘણું, કાં જે માન વાધ્યું પોતાતણું. ૯
એના પિતાને લગાડું પાય, રત્ન સરખી લઇ કન્યાય;
અયોધ્યા આવ્યા ઋષિરાય, આવ્યા વધામણિયા પુરમાંય. ૧૦
સેવક આવ્યા શત્રુજિત ભણી, એક સ્વામી સાંભળો વધામણી;
પુત્ર પરણી આવ્યો પ્રેમદા, ઉઠ્યો રાજા મન મહામુદા. ૧૧
રાજા.ઋષિને પાય જઇ પડ્યો, આજ પુત્ર પડ્યો મુને જડ્યો;
વળી સાથે કીધી શ્યામાની જોડ, મુનિ કાર્ય કીધાં તમો ક્રોડ. ૧૨
નગર મળવાને આવિયું, ભેટામણ ઘણું લાવિયું;

---

૪ બ્રહ્મકુમાર—બ્રહ્મના પુત્ર—નારદ.

પ્રાધૂર્ણ પાંચ દિવસ મુનિ રહ્યા, પછે પોતાને સ્થાનક ગયા. ૧૩
રાજાએ અતિ હર્ષ ધરી, પુત્રનો વિવાહ માંડ્યો ફરી;
મદાલસાને પૂછી વાત, કોણ તમારાં માત ને તાત. ૧૪
કુટુંબ સર્વેનું લીધું નામ, સસરો ઓળખ્યો ક્યારે ઠામ;
પછે ત્યાં લખ્યો સમાચાર, ગંધર્વ લોકે લઈ ચાલ્યો અનુચર. ૧૫
ત્યાં સેવક આવ્યો સુખશુ, આપ્યો કાગળ વિશ્વાવસુ;
સ્વસ્તિશ્રી ગંધર્વનો દેશ, વિશ્વાવસુ નામે નરેશ. ૧૬
લખિતંગ શત્રુજિત્ મહીપતિ, અમો રહુંછું તમારી વતી;
બીજી એક છે વધામણી, ખોવાઇ દીકરી તમતણી. ૧૭
પાતાળકેતુ ગયો'તો હરી, તે કન્યા મારે પુત્રે વરી;
નારદે કર્યો ગંધર્વવિવાય, ફરી મુજને પરણાવવાની ઇચ્છાય. ૧૮
માટે તમે મળવાને આવજો, રીત ઘટે તે લેતા આવજો;
સેવકને શિવનું વરદાન, માટે તે તહીં આવ્યો રાજાન. ૧૯
બાકી અમો આવત તહીં, શું કીજે જો ગતિ નહિ;
વાંચ્યું પત્રજ વેગે કરી, બોલ્યો રાજા નયનેજળ ભરી. ૨૦
એ શું સાચું હશે કે સ્વપન, જીવે છે દીકરી રૂપ રતન;
ચાલો સર્વે વેગે કરી, વિધિએ પરણાવું દીકરી. ૨૧
ગંધર્વ સર્વે થયા સાવધાન, લીધાં ધન ભરી વિમાન;
નગરીમાં વરત્યો જયજયકાર, ત્યાંથી અયોધ્યા ચાલ્યો પરિવાર. ૨૨
જઇ ભેટ્યાં સહુ વેગે કરી, માતતાતને મળી દીકરી;
કહ્યો માબાપ ને સમાચાર, માતપિતા હરખ્યાં અતિ સાર. ૨૩

---

૧૩ પ્રાધૂર્ણ—પરોણા. ૧૯ તહીં—પાતાળમાં. ૨૦ બાકી ઇ૦—નહિ તો અમો તહીં ( પાતાળમાં ) આવત (શું) ? અર્થાત્ નજ આવત.

તે આપી કન્યાને લાગ્યો પાય, વિશ્વાવસુ થયો વિદાય;
પુત્રી કે' પિતા પરવરો, છે ઈંદ્રપે મોટો સસરો. ૨૪

વલણ.

સસરાનું સુખં છે ઘણું, પછે કુટુંબ સર્વે પાછું ફર્યું રે;
નારદ કહે સુણો ધર્મ રાજા, પછે મદાલસાએ શું કર્યું રે. ૨૫

## કડવું ૬૪ મું.

રાગ ગોડી.

પક્ષી ગુરૂ એમ ઉચરે, સુણો શુભાચારી મુન્ય;
સુખ પામી તે પ્રેમદા, સસરાકેરે ભુવન. ૧
પ્રીત વાધી નવી નવી, શ્યામાને સ્વામી સાથ;
મદાલસાએ મણિ હાથનો, તે બાંધ્યો પિયુને હાથ. ૨
સતી વળતી ઉચરે, સાંભળો મારા સ્વામ;
મણિ આવશે તમથી એકલો, તો નિશ્ચે મરૂં આ ઠામ. ૩
કોને ધીરશો નવ નાથ જી, આપણે માથે દુશમન;
પાતાળકેતુ હશે ખોળતો, તે તો તજી ઉદક ને અન્ન. ૪
કો જૂઠી વાત ઉરાડશે, જ્યારે તમો જાશો ગામ;
પણ મણિ આવશે એકલો, ત્યારે જાણજો હું મોઈ ઠામ. ૫
જે વેળાથી બાંધ્યો મણિ, ટળ્યો તે વેળાથી ઉચ્ચાટ;
પછે મૃગયા રમવા નીસર્યો, તે રાજા વનની વાટ. ૬
એક મોટું સરોવર આવિયું, ત્યાં ઉતર્યો રાજકુમાર;
તે શીતળ જળ પીવા પરવર્યો, વૃક્ષે બાંધી તોખાર. ૭
જવ પોશ ભરી પાણીતણી, જળમાં ધરીને પાગ;
તવ મણિનું તેજ તેમાં પડિયું, તવ નિસર્યા બે નાગ. ૮

તવ ઋતુધ્વજ પાછો ઓસરીને, ત્યાં ધનુષ્ય લીધું તાણી;
મારવાને જાયે જેવે, સર્પ બોલ્યા વાણી. ૯
અમો આવ્યા છું હર્ષ માંહે, તારો મણિ દેખી ઝાતકાર;
તું મનુષ્યે અધિક છે મોટો, માટે કીજે તે મિત્રાચાર. ૧૦
ત્યારે અન્યોઅન્ય આવીને મળિયા, અધરા ખાધા સમ;
રૂપે ગુણે ત્રણે અધિક શોભે, બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર છે જ્યમ. ૧૧
ઋતુધ્વજે માંડી કહ્યો, અથઇતિ સમાચાર;
કો'ની તમો તે કોના દીકરા, ત્યારે બોલ્યા તે નાગકુમાર. ૧૨
નાત અમારી નાગની, પાતાળે અમારો ઠામ;
અશ્વતર નાગના દીકરા, ચંદ્રચૂડામણિ છે નામ. ૧૩
અમો પુરૂષ નરને દેહે મળ્યા, આપણે થયો મિત્રાચાર;
રાજા તમો અહીં આવજો, નિત્યે તે આણે ઠાર. ૧૪
તુને સુખ દેખાડીશ સ્વર્ગનું, તેં રાખ્યો ગાલવજાગ;
જાગ વિધેથી પામિયા, ભુવન વિધેથી ભાગ. ૧૫
તું તો વા'લો છું દેવનો, તે માટે મિત્રને યોગ્ય;
ભાઈ હવે રહી નહિ શકીએ, તારે તો વિજોગ. ૧૬
તમો જે દહાડે આવશો નહિ, મિત્ર તે દહાડે ઉપવાસ;
પછે તે પાછા વળ્યા, પામી અંતર ઉલ્લાસ. ૧૭
ત્રણે ત્યાં આવી મળે, લાવે મેવા અમૂલ્ય;
ખાયે પીએ ત્યાં અતિઘણું, સુખ ભોગવે સ્વર્ગને તુલ્ય. ૧૮
અયોધ્યામાં આવતા થયા, તે તો નાગતણા કુમાર;
વળાવે પીલાપંજરા ત્યાં, કરીને પ્રાહુણાચાર. ૧૯

---

૧૫ જાગ ઇ૦—તે જાગ વિધેથી (યજ્ઞથી) અમે પણ ભુવન વિધેથી (અમારા લોકમાંથી) યજ્ઞનો ભાગ પામીએ છીએ. ૧૯ પીળાપંજરા—પીળા સોનાના રંગના.

ત્યારે પિતા પૂછે પુત્રને, તમો ક્યાં જઇ મળોછો તન;
ઉત્તર પાધરો અપાય નહિ, કયમ કહે મનુષ્યમિલન. ૨૦

વલણ.

કયમ કહે મિલન મનુષ્યનું, એ કથા એટલેથી રહી રે;
વિપ્ર પ્રેમાનંદ એમ કહે, પાતાળકેતુની શી વલે થઇ રે. ૨૧

## કડવું ૬૫ મું.

### રાગ ધવળ ધનાશ્રી.

બક્પક્ષી એમ ઉચરે, સુણો શુભાચારી મુનિરાય;
પાતાળકેતુ ફરીને આવ્યો, તેની કહું કથાય. ૧
રસાતળથી પાછો ફરિયો, તે આવ્યો નિજભુવન;
દુષ્ટ દીઠો આવતો ત્યારે, દાસીએ માંડ્યું રૂદન. ૨
દાનવ તો વિસ્મય થયો, તું શાને રૂએછે દાસ;
ઉચ્ચાટ અતિશે દીસેછે, રખે સ્ત્રી પામી હોય નાશ. ૩
ધાઇને પેઠો મંદિરમાંહે, તે મદાલસાને જોવા;
આસન તો ત્યાં સૂનું દીઠું, ત્યારે પાપિષ્ટ બેઠો રોવા. ૪
કે' રે દાસી તે ક્યાં ગઇ, મારા પ્રાણતણો આધાર;
કુંડલા કહે કોઇ એક આવ્યો, અહીં સુભટ રાજકુમાર. ૫
તેણે મદાલસાનો કર ગ્રહીને, કાંઇ છાની વિનતિ દાખી;
મારૂં બળ તો કાંઇ ન ચાલ્યું, મુને પડાક ઢોળી નાખી. ૬
પવનવેગી દેવતણે તુરિએ, બેશી ગયાં નરનારી;
એવી વાત સાંભળી પાપી પડિયો, તેને બ્રે'બાણે નાખ્યો મારી. ૭
થરથર ધ્રૂજે કાંઇ નવ સૂઝે, તેણે બોળાબોળ અતિશે માંડી;

૨૦ મિલન—મેળાપ.

મુને વણ વાંકે મદાલસા, કયમ ગઈ ઝોરી છાંડી. ૮
અન્નપાન હું કરૂં ત્યારે, જ્યારે જડે મદાલસા નારી;
લઈ જનારે નહિ રખાએ, તેને સદ્ય નાખું મારી. ૯
રખે ઋતુધ્વજને હાથ ચડી હોય, તેને નહિં જીતાય;
એવું કહીને આવ્યો પૃથ્વી પર, ધરી જોગીની કાય. ૧૦
ગુફા ગર્હ્વર નદી નાળાં ખોળી, ઉત્તર દિશાભણી પળિયો;
સમાચાર કહેવા દૈત્યને, જઇ નારદ ઋષિ ત્યાં મળિયો. ૧૧
દુઃખીઓ થઇને દાનવ બોલ્યો, કહ્યું કહો ઋષિ કરૂણાળ;
મારે મદાલસા ખોવાઇ છે, કહો ઋષિ તેની કંઇ ભાળ. ૧૨
નારદ કહે તુંથી કોણજ વાહલું, તુંને સાચી કહું છું ખબર;
ગંધર્વકન્યા, દેશ અયોધ્યા, તે તો શત્રુજિતને ઘર. ૧૩
એવા સમાચાર કહીને વળિયા, તે તો હવા અંતર્ધાન;
ત્યાંથી દાનવ આવ્યો અયોધ્યા, જ્યાં ઋતુધ્વજ રાજાન. ૧૪
ભિક્ષુક રૂપે ભિક્ષા માગે, તેને પૂછે તે બીજી વાત;
એક દિવસ ઘેર મદાલસાને, આવ્યો વિવિધ કરતો વાત. ૧૫
પછી છબીલી બેઠી દીઠી, તેને પેઠો ખરખરો મન;
ત્યારે અસુર જઇ ઝરૂખા સામો, ધૂણી ઘાલી બેઠો આસન. ૧૬
હવે અન્ન ઉદક હું લઉં ત્યારે, જ્યારે અબળા દર્શન આપે;
તેને ભજન સુખ ભામિનીનું, તે તો હરણ કરવાને તાકે. ૧૭
હરિવદની તો હાથ ન આવે, તે તો સત્ય પોતાનું પાળે;
અસુર કહે જો બળ કરૂં તો, સતી શાપ દઇને બાળે. ૧૮
હું ન ભોગવું રાજા ન ભોગવે, મદાલસા પામે મર્ણ;
તો દાઝ ઓલાયે મનતણી, મારૂં ઠરે અંતઃકર્ણ. ૧૯

---

૮ થરથર ઇ૦—( ઓખાહરણમાં પણ એવુંજ ચરણ છે ).

એક દિવસ જોગી આડો ઉતર્યો, ઋતુધ્વજ પ્રત્યે બોલ્યો વાણી;
કહે રાજકુંવર આ મોંઘો મણિ, તમો કયમ હાથ બાંધ્યો તાણી. ૨૦
એ બાંધવો તમને નવ ઘટે, એ તો નારીનો શણગાર;
રાજા કે' એપ્રાણ બાંધ્યું મદાલસા, મહાનંત સુણો વિચાર. ૨૧
શત્રુ છે હજી મારે મસ્તક, મુને મૂઓ કહેશે ફોક;
આ મણિ વિના નારી નવ માને, દેખતાં જાય જમલોક. ૨૨

વલણ.

જમલોક જાયે દેખતાં, હું તો મૂએ મણિ મૂકું નહિ રે;
ત્યારે જોગી કહે તમો જાઓ રાજા, છો ચતુર નર મોટા સહી રે.૨૩

## કડવું ૬૬ મું.

રાગ મેવાડો.

એવું કહીને કુંવર વળાવ્યો, દૈત્ય વિચારે અંતઃકર્ણ જી;
મણિ લેઉં કપટ કરી તો, મદાલસા પામે મર્ણ જી. ૧
મદાલસા મરે કે જીવે, બેમાં એકજ વાતું થાય જી;
પછે તે ઋતુધ્વજ પૂઠે પાપી, છાનો છાનો જાય જી. ૨
પેલા સરોવરમાંથી કુંવર આવ્યા, મળ્યા તે પેલા નાગ જી;
પાતાળકેતુએ આવી જોયું ત્યાં, અહીં છે મારો લાગ જી. ૩
તે દિવસ સાથે જાવા દેઇ, આવ્યો વૃદ્ધ વિપ્રનું લઇ રૂપ જી;
પેલા નાગને તો અસુર થયું છે, ત્યાં સવારો આવ્યો ભૂપ જી. ૪
જ્યારે ઋતુધ્વજ નાવાને પેઠો, ત્યારે બાહેર બેઠો રૂખી જી;
વૃદ્ધવય પ્રગટાવ્યું પોતાનું, તે જણાયે બહુ દુઃખી જી. ૫
ત્યારે રાય પૂછે પ્રેમ ધરીને, તમો કયમ બેઠા ઋષિજન જી;
નિઃશ્વાસ મૂકે પુનઃ પુનઃ, જળપૂરણ લોચન જી. ૬

કર કપાળે દઇ જુએ કતરાતું, પછે બોલ્યો પાતાળકેતુ જી;
કહું એક મારા કર્મતણી ગતિ, જો પૂછો છો કરી હેતુ જી. ૭
વરૂણલોકમાં હું વસું છું, અતિતેજ મારૂં નામ જી;
એક બ્રાહ્મણને ઘેર છે કન્યા, રૂપે રૂડી તે જોબન દામ જી. ૮
હું સાથે વિવા' મેળવવા તેનો, માત તાતને ઇચ્છા ઘણી જી;
તે કન્યા કે'છે હું તો પરણું, જો લાવે મદાલસાનો મણિ જી. ૯
તે અયોધ્યામાં પરણી છે, ઋતુધ્વજ તેનો કથ જી;
તે માટે મણિ લેવા જાઉં છું, દેખાડો તે ગામનો પંથ જી. ૧૦
તે સત્યવાદી શત્રુજિત રાજા, સત્ય પાળે તેનો કુમાર જી;
હું રાંક ઋષિનું કારજ કરતાં, નહિ કરે નકાર જી. ૧૧
કહો તમે કિયે દેશ વસોછો, ક્યમ આવ્યા સરોવર ઘાટ જી;
જાણતા હો તો તમો દેખાડો તે, અયોધ્યાની વાટ જી. ૧૨
ત્યારે વાક્ય સાંભળી વિમકેશ, કુંવરે કીધો દંડ પ્રણામ જી;
હે પ્રભુ જેને યાચવા જાઓછો, તે તો મારૂં નામ જી. ૧૩
તે તો મણિ મારી પાસે છે, પણ કોને નવ અપાય જી;
મદાલસા જાણે જો એવું, તો વાત વિપરીત થાય જી. ૧૪
ત્યારે દૈત્ય કહે તું સાંભળ રાજા, જો અર્થ સારે મારો જી;
તો પાછો મણિ એકજ દિવસે, આણી આપીશ તારો જી. ૧૫
ત્યાં સત્ય વચન આપ્યું પાપીએ, વળતી એમ બોલ્યો વચન જી;
મને ત્યાંથી આવતાં વાટે મળિયા, નાગતણા બેઉ તન જી. ૧૬
તેણે કા'વિયું છે જે જઇને કે'જો, અમને થાશે તે સંધ્યાકાળ જી;
અમારે વસ્તુ અનુપમ લાવવીછે, માટે જશો મા ભૂપાળ જી. ૧૭
પછે રાયે મણિ છોડીને આપ્યો, ત્યારે પાપી તે પાછો વળિયો જી;
પાતાળમાં પાધરો ત્યાં આવ્યો, પેલા નાગકુંવરને મળિયો જી. ૧૮

કહ્યું ઋતુધ્વજે કાવ્યું છે, આજ મારે છે કામ જી;
માટે મૃગયા રમવા રખે આવતા, રહેજો તમારે ધામ જી. ૧૯
તવ સર્પ બન્ચો આવી મળિયા, જાણ્યું મિત્રે આજ્ઞા આપી જી;
પછે ત્યાં વિપ્ર રૂપે અયોધ્યામાં, રોતો આવ્યો પાપી જી. ૨૦

વલણ.

તે પાપી પ્રપંચ કરતો આવ્યો, પછે પાલવ દીધો મુખ રે;
તે તો રાજસભામાં આવી મળિયો, સાંભળો શુભાચારી રૂખ રે. ૨૧

## કડવું ૬૭ મું.

### રાગ વેરાડી.

હાં રે દૈત્ય આવ્યો અયોધ્યા ગામ, તે રૂએ ઋતુધ્વજનું લઇ નામ;
પ્રજા સર્વ વિસ્મય હોય, આ બ્રાહ્મણ કોણ કારણથી રોય. ૧
સભા માંહે આવીને પડચો, ત્રાહે ત્રાહે કરી મુખે રડચો;
તેણે ચેષ્ટા માંડી દૂમો ફોક, હૈયે ઢીક મારી મૂકે પોક. ૨
તવ રાય શત્રુજિત્ વિસ્મય થયો, તેને સમાચાર પૂછવા ગયો;
કહો ઋષિજી ક્યાંથી આવિયા, સુણ્યો સમાચાર અશુભ લાવિયા. ૩
બ્રાહ્મણ કહે સાંભળ રાજન, સુણ નિશ્ચે નાશ પામ્યો તુજ તન;
સરોવર માંહેથી મગરે ગ્રહો, હું પાસે હુતો તે લહો. ૪
એવું કહીને બેઠા ઋષિ ત્યાંય, ત્યારે રાજા પડિયો પૃથ્વી માંય;
તે પુત્રનું સંભારી હેત, અયોધ્યાપતિ થયો અચેત. ૫
બેઠા થઇને માંડચો ટટળાટ, હે રાજ્યકુંવર કાં જોવરાવો વાટ;
કનકાવતી નામે તેની માય, પડી પૃથ્વી પછાડે કાય. ૬
મારા કુંવર ક્યાં ગયા પરહરી, વિધવા વહુ શામાટે કરી;
આખું નગર કરે રૂદન, (એક) ન રૂએ મદાલસા સ્રીજન. ૭

જો મર્ણ પામ્યો હોય મમ પત્ય, એવું હોય તો મુને આવે સત્ય;
સ્વજન સર્વેને વારે સુંદરી, નિશ્ચે વાત એ નથી ખરી. ૮
જૂઠાબોલો કો બ્રાહ્મણ હશે, એને કહ્યે શું વિઘ્નજ થશે;
મદાલસાએ તેડ્યા ઋષિદેવ, પાતાળકેતુ આવ્યો તત્ખેવ. ૯
મુને જૂઠો શું જાણો પાપિણી, મારા કરતાં તું સાધ્વી ઘણી;
મદાલસાએ વાણી ભણી, શું દેખાડો મોટમ આપણી. ૧૦
ન શકે સ્વામીને કો હણી, તેને એંધાણી બાંધી આપણી;
તવ ઋષિએ છોડી આપ્યો મણિ, જાણ્યું મરણ પામ્યો મુજ ધણી. ૧૧
તેનું તાળવું ફાટ્યું આફણી, જોઇ થઇ સર્વને ચિંતા ઘણી;
સર્વ કો મળી કરે રૂદન, ઋતુધ્વજ વિના સૂનું ભુવન. ૧૨
તેનો જીવ ચાલ્યો યમપુર ભણી, દૈત્ય મન રીઝ પામ્યો અતિ ઘણી;
મેં મારી નારી તે શત્રતણી, જો મુને મૂકી ગઈ પાપણી. ૧૩
તો મેં મારી ખોદી ખણી, મુજથી વા'લો કીધો એ ધણી;
જેણે મુજને નવ ગણ્યો આફણી, તો જો વલે થઇ તુજતણી. ૧૪
સ્ત્રી ભરતારનો કરી વિયોગ, પાપી ચાલ્યો થઇ નીરોગ;
તેનાં માત પિતાને લગાડી ભોગ, ઋતુધ્વજ મરશે કે લેશે જોગ. ૧૫
એવો હર્ષ હૃદમાં ધરી, પાતાળકેતુ ઘેર આવ્યો ફરી;
એ તો મેં હરી ન એણે વરી, તે માટે મેં મારી સુંદરી. ૧૬
મરશે ઋતુધ્વજ આવશે ઘેર, વળશે મારા ભાઇનું વેર;
હું જઇ કરી આવ્યો છું કેર, હવે તેની શી થાશે પેર. ૧૭
એવું કહીને પામ્યો અંતર્ધાન, પછે ગયો પોતાને સ્થાન;
તેને કુંડલાએ કરી વિવેક, સંતોષ્યો વાનાં કરી અનેક. ૧૮

---

૧૫ ભોગ લગાડીને—અર્થાત્ દુઃખના ભોગ ભોગવવાના લાગુ કરીને (પ્રાપ્ત કરીને).

શત્રુજિત્ મંદિરમાં સંચર્યાં, કુલાહલ મંદિરમાં કર્યા;
ત્યાં મોઈ દીઠી જ્યારે વધૂ, તવ રોવા લાગ્યું નગર બધું. ૧૯
ઊઠયો શત્રુજિત્ રોતો રાજન, મદાલસાને લીધી સ્મશાન;
સર્વે મળીને દહનજ કરી, ઘેર રોતો રાજા આવ્યો ફરી. ૨૦
વહુ દીકરો ત્યાં બન્ને ગયાં, માતપિતા અડવાં રહ્યાં;
એમ રૂદન કરે આંસુ ભરે, બન્નેનાં દુઃખ હૃદે ધરે. ૨૧
ઋતુધ્વજ તવ આવ્યો ઘેર, ત્યાં તો થઇ ગઇ એવી પેર;
થાય માન શુકન ચિંતા ઘણી ચિત્ત, અયોધ્યામાં દીઠું વિપરીત. ૨૨
કેર શબ્દ તો શ્રવણે પડયો, ત્રાહે ત્રાહે કરીને રડયો;
કુંવરે મન વિમાસી વાત, શું નગરમાં વરત્યું ઉતપાત. ૨૩
તે તો ઉચાટે પેઠો પુરમાંય, પ્રજા સર્વે ત્યાં વિસ્મય થાય;
ત્યાં લોક દોડયા ભૂપતિ ભણી, મહારાજ આપો વધામણી. ૨૪
દુઃખ મન નવ ધરશો તમો રજ, કુશળક્ષેમે આવે છે ઋતુધ્વજ;
એવી પ્રજાની સુણી વિનતિ, શોધ કર્યો અયોધ્યાપતિ. ૨૫
એ શું સાચું કે સ્વપનું હશે, મૂઓ પુત્ર કયમ જીવતો થશે;
હર્ષઆંસુ ભરી પંથે પળ્યો, તે પુત્રને જઇ સામો મળ્યો. ૨૬
ગળે લપટાયો જઇને તાત, કોણે જીવાડયો કેંની વાત;
અહીં અકસ્માત્ ઋષિ એક આવ્યો, સમાચાર અશુભ તે લાવ્યો. ૨૭
તેણે આવી કહ્યું પુત્ર મૂઓ, તું ફરીને જીવતો કયમ હુઓ;
તાતજી મુને કાંઈ થયું નથી, એ જૂઠા બોલો બ્રાહ્મણ સર્વથી. ૨૮
તેણે મદાલસાની પૂછી વાત, પછે કરતો તે આંસુપાત;
મારૂં મરણ ન માને પ્રેમદા, સાધવી સત્ય પાળેછે સદા. ૨૯
તવ પિતાએ વાણી એમ ભણી, તે બ્રાહ્મણ લાવ્યો હુતો એક મણિ;
તે મણિનું વહુને દર્શન થયું, તતક્ષણ તાળવું ફાટી ગયું. ૩૦

---

૨૧ અડવાં—એકલાં.

વલણ.

તેનું તાળવું ફાટી પ્રાણ ગયો, એવી વાત કુંવરે સાંભળી રે;
પછે મદાલસાના નામથી, પડયો ધરણને મૂરછા વળી રે. ૩૧

## કડવું ૬૮ મું.

રાગ પરજીઓ.

પિતાકેરાં વચન સુણીને, પુત્રજ પડિયો ભોમ રે;
તે રાજા પાસે અશ્વ હતો તે, ઉડીને ચાલ્યો વ્યોમ રે. ૧
અચેત ઋતુધ્વજ થયો, તેને શરીરે વાધ્યું શીત રે;
તેની કાષ્ઠવત કાયા થઇને, ભ્રમે ચઢિયું ચિત્ત રે. ૨

ઢાળ.

ચિત્તભ્રમણ કરે કુંવરનું, તેને અભ્યંતર જ્વાળા લાગી;
હા હા નારી કરતો ઉઠયો, મૂર્છાથકી તે જાગી. ૩
તેનું મસ્તક મુકુટ વિહાણું, રેણુએ ત્યાં ભરાયે;
કામિની કામિની કરતો રાજા, મંદિર ભણી પળાયે. ૪
જઇ મેડી અટારી ખોળવા લાગ્યો, તેની સૂની દીઠી સેજ;
શુ નાશીને સંતાયાં નારી, તમો બોલો આણી હેજ. ૫
એમ ના કીજે રાણીજી રે, મદાલસા મારા સમ;
જેમ ચલાવો તે રીત ચાલું, નારી ગમે તમને જ્યમ. ૬
આટલા દિવસ કહિં નથી ચૂકયો, શાંમાટે નથી બોલતાં;
તમો હૃદેનો શોક મૂકીને, આવો જમીએ એકઠાં. ૭

---

૩ ચિત્તવિભ્રમ વગેરે દશાઓ જે વિપ્રલંભમાં વર્ણવાયછે તે અહીં વર્ણવેછે: ચિત્તભ્રમણ ૪૦—૨૫૪ છે.

તમો કંથને કેમ કળકળાવો, કામિની હતાં વા'લાં;
ઓરડા ગોખલા ઘણું જોતો, વળી કોડીનાં વચાળાં. ૮
દાસી કહે સ્વામી શું બોલોછો, રૂડિયા ભગવાન;
આપણું ઘર ઉદ્વસ્ત કરીને, રાણીએ સેવ્યું સ્મશાન. ૯
તે પૂતળી ફરીને ન આવે, જો ઉપાય કીજે લાખ;
કનકજ વરણી કાયા એની, બાળી કીધી રાખ. ૧૦
એવો બોલ સાંભળી સૈરંધ્રીનો, સ્વામીએ નવ ખમાય;
તદા તેમનો તેમ ઉઘાડે મસ્તક, તે સ્મશાન ભણી ધાય. ૧૧
તે આવીને ઊભો રહ્યો ત્યાં, જ્યાં શ્યામાની રાખોડી;
પ્રદક્ષિણા તે પૂઠળ ફરતો, પોતાના કર જોડી. ૧૨
શું તમો ભામિની ભસ્મ થયાં છો, શયન સુખ આનંદી;
મારા સમ જો બોલો નહિ, તમો રસાળ વાયક વંદી. ૧૩
દા'ડી સાદ કરતાં તમો, શે ન બોલો કોકિલાનાદી;
તમારે હસવું મારે ખસવું, એમ શું કરો છોકરવાદી. ૧૪
તમે પાણી પાઓ પ્રેમદા, ઉઠોની વે'લાં વે'લાં;
મુને સ્નેહે વ્યાકુળ કાંઇ ન સૂઝે, તે તો કાઢે ઘે'લાં ઘે'લાં. ૧૫
બંને હાથે ત્યાં ઉસરડીને, રાખોડીનો ઢગલો કીધો;
તે પામરીએ ગાંઠડો બાંધીને, મસ્તક ઉપર લીધો. ૧૬
તે માઠે દેશે ચાલવા લાગ્યો, અમથો બારે વાટ;
રખે રે કો એને મારે, માત તાતને થયો ઉચ્ચાટ. ૧૭
માબાપ તે પૂઠળ દોડ્યાં, કુંવરને ફેરવવા;
તે દારૂણ વનમાં પરવર્યો, જ્યાં પર્વત નવા નવા. ૧૮

---

૧૧ સૈરંધ્રી—દાસી. ૧૪ કોકિલાનાદી—કોયલ સમાન સ્વરવાળી. ૧૭ માઠે દેશે—વિકટ જગોએ.

ત્યાં વાઘને વણીઅર ઘણાં, વરૂ મહાવિકાળ;
ગુફા ગહ્વર ખોમાં ઘો ને, વાયુ ભક્ષક દીસે વ્યાળ. ૧૯
સસલાં શિયાળ સિંચાણા પંખી, વાઘ સિંહ ઘણું બરાડે;
ભીલ પિશાચ વાઘરી તે તો, બોલે ને શીંત વજાડે. ૨૦
સાગ શીશમને સાદડિયા, તેમાં આવી મળિયા;
પીપળી ને બોરડી દીસે, બીહામણા બાવળિયા. ૨૧
અલુઆ આંબા ને આમલીઓ, હેરામણીનાં ઝાડ;
કો કરંજ ઉપર કાચકી ચઢી, મોટા વડે વીંટાયા તાડ. ૨૨
એવા દારૂણ વન વિષે, ધાયાં રાજા ને રાણી;
ઋતુધ્વજ તો કાંઇ ન બીછે, પ્રેમદામાં વીંટાયો પ્રાણી. ૨૩
એવે તટ આવ્યું યમુનાનું, જઇ બેઠો રાજકુમાર;
તેને ભજન મુખ ભામિનીનું, નયને જળની ધાર. ૨૪

વલણ.

નયને તે આસું અતિ ઘણાં, ધ્યાન નારીનું ધરે રે;
માત પિતાઆવી મળ્યાં તે, કાલા વાલા કે'વા કરે રે. ૨૫

## કડવું ૬૯ મું.

રાગ ગોડી.

માતપિતા એમ ઉચ્ચરે, હો કાલા રે;
મૂકો તે મનનો શોક, મારા વા'લા રે. ૧
પાછું કો ફર્યું નથી, હો કાલા રે;
જે ગયું જમલોક, મારા વા'લા રે. ૨

---

૧૯ ગહ્વર—બખોલ ૨૨ કો ઇ૦—કોઈક કરંજ ( કણઝા )ના ઝાડ ઉપર કાચકીના વેલા ચડયા છે.

કાલે કન્યા બીજી આણીશું, હો કાલા રે;
કે' તો એથી રૂપ રતન, મારા વા'લા રે. ૩
તે માટે મંદિર આવિયે, હો કાલા રે;
રખે લોપો અમારાં વચન, મારા વા'લા રે. ૪
વન સેવવું છે દોહલું, હો કાલા રે;
કાં જે વિઘ્ન મોટેરાં થાય, મારા વા'લા રે. ૫
આ તો ફજેતી છે લોકમાં, હો કાલા રે;
કે'શે સ્ત્રી માટે વશ્યો વન માંય, મારા વા'લા રે. ૬
આપણા કુળમાં નથી થયું, હો કાલા રે;
તે માટે મૂકો તમે તપ, મારા વા'લા રે. ૭
માગાં પરણ્યાનાં બહુ આવશે, હો કાલા રે;
તેનો નહિ કરવો પડે ખપ, મારા વા'લા રે. ૮
ત્યાં ઉષ્ણ જળ અંઘોળવા, હો કાલા રે;
તારા દાસીઓ ચાંપશે પાય, મારા વા'લા રે. ૯
અહીં તો પોતાની મેળે અંઘોળવું, હો કાલા રે;
ટાઢે નીરે ટાઢજ વાય, મારા વા'લા રે. ૧૦
ત્યાં ચૂઆ ચંદન અર્ગજા, હો કાલા રે;
કસ્તુરી નિત્ય ચોળાય, મારા વા'લા રે. ૧૧
(તેણે) અંગોઅંગ અનુપમ વાસના, હો કાલા રે;
અહીં તો ભસ્મ ચોળવી કાય, મારા વા'લા રે. ૧૨
ઘેર શાકપાક પકવાન્નશું, હો કાલા રે;
સુંદર સોનાની થાળ, મારા વા'લા રે. ૧૩
અહીં તો કોઠાં બીલાં રાંધવા, હો કાલા રે;
જમવું પત્રને પડિયે બાળ, મારા વા'લા રે. ૧૪
ત્યાં તો પે'રણ પટકૂળ પામરી, હો કાલા રે;

ઓઢાં મૂલતાણાં પટકૂળ, મારા વા'લા રે. ૧૫
અહીં મૃગચર્મ ને ભૂમિ મળે, હો કાલા રે;
કાયા ઢાંકવા વનકુળ, મારા વા'લા રે. ૧૬
ત્યાં મસ્તકે મુકુટ બાંધવા, હો કાલા રે;
જેનાં મૂલ કહીએ લાખ, મારા વા'લા રે. ૧૭
અહીં તો જટા મસ્તકે બાંધવા, હો કાલા રે;
તે માંહે ભરવી રાખ, મારા વા'લા રે. ૧૮
ત્યાં મેડી અટારીએ બેસવું, હો કાલા રે;
પોઢવું પલંગ તળાઇ, મારા વા'લા રે. ૧૯
અહીં તો સૂવું શિલા ઉપરે, હો કાલા રે;
ખૂંચે કાંકરડા તને ભાઇ, મારા વા'લા રે. ૨૦
ત્યાં તો કળાવંત કીર્તન કરે, હો કાલા રે;
તુને તે જગાડે તતકાળ, મારા વા'લા રે. ૨૧
અહીં તો ઉલૂક બોલે અતિઘણા, હો કાલા રે;
તુને અહીં જગાડે શિયાળ, મારા વા'લા રે. ૨૨
ચાતુર્માસું છે દોહલું, હો કાલા રે;
શીતકાળતો ટાઢની ખાણ, મારા વા'લા રે. ૨૩
તાપ ઘણો ઉષ્ણકાળનો, હો કાલા રે;
તે તો નાખે કાઢી પ્રાણ, મારા વા'લા રે. ૨૪
આજ્ઞા પાળીએ માબાપની, હો કાલા રે;
એમ બોલે શાસ્ત્રને ન્યાય, મારા વા'લા રે. ૨૫
માબાપ વિના તપ જેટલું, હો કાલા રે;
તે તો ભસ્મવત કહેવાય, મારા વા'લા રે. ૨૬

---

૨૨ ઉલૂક—ઘૂડ.

વલણ.

તે તો ભસ્મવત્ નિરર્થ છે, જો જનકજનનની અમથાં રહે રે;
વિપ્ર પ્રેમાનંદ ઉચ્ચરે, પછે કુંવર ઉત્તર શા કહે રે. ૨૭

## કડવું ૭૦ મું.

### રાગ મારૂ સોરઠી.

પછે ઋતુધ્વજ બોલ્યો વાણી, આંખડીએ ભરીને પાણી;
શું રે ઘેર આવું સુખ જાણી, જો રે ગઇ મદાલસા રાણી. ૧
નવ કહેશો સગાઇ વખાણી, કે'શો બીજી અગળા આપું આણી;
જો ઘડી હોય પુસ્તકપાણિ, તોય ન મળે મદાલસા રાણી. ૨
જેનું મુખ ના કે'વાય પ્રમાણી, બ્રહ્માએ શું વખાણ્યું ધણીઆણી;
તો માયા કયમ જાયે મેલાણી, પીડાયો દુઃખે પરહર્યો પાણી. ૩
માટે તમો આશા મૂકો મારી, ન રોશો સગાઇ સંભારી;
ત્યારે અહીંથી ઉઠીશ નિરધારી, જ્યારે બોલાવશે મદાલસાનારી. ૪
મેં પૂજ્યા નથી રે મુરારિ, વા ન વામન જોયા વિચારી;
જો સેવ્યા હોય ઉમયાધારી, તો કયમ મરે ગંધર્વકુમારી. ૫
તમો માતપિતા રાખો વારી, અમો જોગી તમો સંસારી;
જો ઉડાડવા આવે ત્રિપુરારિ, તોય હું નવ જાઉં હારી. ૬
તે માટે મનમાને તે કરજો, મેં ગૃહસ્થાશ્રમને પરજ્યો;

૨૭ નિરર્થ—અર્થ વિનાનું. જનકજનની—પિતામાતા. ૨ જો ઇ૦—જો પુસ્તકપાણિએ (હાથમાં પુસ્તકવાળા બ્રહ્મદેવે) બીજી એવી સ્ત્રી ઘડી (નિર્મી) હોય તો પણ મદાલસા તો નજ મળે

૩ પરહર્યો—તજ્યો (પાણિ-હાથ). મારો હાથ તજી દીધો માટે તેં દુઃખે પીડાયો. ૫ વા ઇ૦—અથવા વામનને (વિષ્ણુને) વિચારીને જોયા (ધ્યાનમાં) નથી.

અભાગિયો બ્રહ્માએ હું સરજ્યો, એવું જાણી પાછાં ફરજો. ૭
તમો વેરભાવ મનમાં ધરજો, એવું જાણીને ઓસરજો;
તમારે મન આવે તે કરજો, પણ સાધન પોતાને અનુસરજો. ૮
મેં તો વાત વિચારી જોઇ, હવે હું થાકયો રોઇ રોઇ;
સંસારમાં મારે જીવતું નથી કોઇ, જ્યારે મદાલસા સરખી મોઇ. ૯
નિશ્ચે હું તો હવો રે જોગટો, ખપ શાને કરો ફોગટો;
જ્યારે જેણે માર્ગે લુંટાયાં, તે વાટે કેમ જઇએ ધાયાં. ૧૦
તમો ત્યાં કરોને આનંદ, હું તો છું રે ભાગ્યનો મંદ;
મેં તો સગાઈ તમારી તોડી, માટે મેં ચોળી રાખોડી. ૧૧
પછે બોલ્યાં ત્યાં માવડી, મુને શેકે કયાં આવડી!
વહુવર સહુકોને મરે, તારા સરખું કોઈ ન કરે. ૧૨
તું જોગી તો અમો જોગી થાશું, તું ખાઈશ તો અમો ખાશું;
તું તપ કરીશ તો અમો કરશું, તું મરીશ તો અમો મરશું. ૧૩
મારૂં કહ્યું કુંવરજી કરો, મારા સમ પાછા ફરો;
ભાવ સગાઇનો કાંઇ રાખો, એમ તરછોડી નવ નાખો. ૧૪
હું તો નહીં મૂકું તારી પૂઠ, એવું જાણી મંદિર ઉઠ;
નહિ તો રાખ્યનો વનમાં સાથ, હીંડો વલગાડીને હાથ. ૧૫
તુંને હું તો રાંધીરાંધીને પીરસું, મારા ઉછંગનું આપું ઉશીસું;
એવો બોલ માબાપે કહ્યો, ત્યાંથી કુંવર નાશી ગયો. ૧૬
ત્યાંથી અયોધ્યા ભણી પળિયો, વૃદ્ધપણે પૃથ્વીપતિ કળકળિયો;
વહુદિકરાનું સુખ છાંડ્યું, શત્રુજિતે રાજ્યાસન માંડ્યું. ૧૭
એ કથા એટલેથી રહી, ઋતુધ્વજની શી વલે થઇ;
માબાપની માયા છાંડી, બેઠો ગંગાતટે તપ માંડી. ૧૮

---

૮ શીખામણ આપે છેઃ પણ ઇ૦—પણ તમે પોતાના સાધનમાં (આત્માના કલ્યાણના સાધનમાં) અનુસરજો.

નારીની ભસ્મ હેઠળ પાથરી, મુખે તો મદાલસા સુંદરી;
માથે જટા ને તડકે બળતો, નાથ નારીને ઘણું ટળવળતો. ૧૯
મુખ વિકાશી કરે બહુ નાદ, કરે રાણી મદાલસાને સાદ;
રોઇ રોઇ થયાં રાતાં ચક્ષ, થયો દુર્બળ વિના ભક્ષ. ૨૦
મુખે મોટું દાઢું વાધ્યું, એવું તેણે તપ દારૂણ સાધ્યું;
મનમાં મદાલસાનો સાંસો, કાયા થઈ જાણે ઘોનો વાંસો. ૨૧
હાવાં તો મદાલસા રાણી મોઇ, તે તો વાત ચોદિશ હોઇ;
આણી આપનારો નહિ કોઇ, આરાધી બેઠો ગંગાતટ સોઇ. ૨૨
નાખ્યું રૂપ રસીલું ધોઇ, છત છેલાઇની ખોઇ;
રહ્યો નારી નયને જોઇ, રહ્યો મદાલસામરણે મોહી. ૨૩

વલણ.

મદાલસાનું મરણ હવું, એ કથા એટલેથી રહી રે;
ત્યાં તો વાર લાગી વીરને, પેલા નાગને ચિંતા થઇ રે. ૨૪

## કડવું ૭૧ મું.

રાગ શોક વેરાડી.

ઋષિનારદ વળતું એમ વદ, સાંભળો યુધિષ્ઠિર રાય;
પેલા નાગ પ્રાતઃકાળે આવ્યા, અતિ શોચના મન થાય. ૧
મેવા તે સુંદર સાથ લીધા, તે બાળક બંને સોતા;
પેલા સરોવરની પાસે આવી, બેઠા ઋતુધ્વજની વાટ જોતા. ૨
વાર લાગી વીર ન આવ્યો, પછે આવ્યા અયોધ્યામાંય;
પૂછી વાતજ ભ્રાત-મારો, ગયો છે કહો ક્યાંય. ૩
પ્રજા સર્વે રોતી કહે છે, રોતો શત્રુજિત્ રાજાન;

૨૧ ઘોનો વાંસો—અર્થાત્ ઘણી બરછટ.

તમારો વા'લો અમારો કાલો, તે તો જઈ વરયો સ્મશાન. ૪
કો બ્રાહ્મણ મણિ એક લાવિયો, મરણ ઋતુધ્વજનું કહ્યું;
તે મદાલસાએ સાંભળ્યું, સદ્ય તાળવું ફાટી ગયું ! ૫
પછે ઋતુધ્વજે સાંભળ્યું, મોઇ મદાલસા નારી;
તેથી તે ગયો વનમાં, અમો થાક્યાં તે વારી વારી. ૬
ત્યારે બંને પડ્યા ભૂમિપરે, વૃદ્ધ વાક્ય સાંભળી;
થર થર ધ્રુજે કાંઇ ન સૂઝે, ધરણીએ પડતા ઢળી. ૭
તે બે ઘડીએ તો ઊઠ્યા બંને, જ્યારે શરીરે આવી સાન;
રોતા રોતા બંને ચાલ્યા, જ્યાં હતું સ્મશાન. ૮
ત્યાં જઇ જુએ તો ભસ્મ નહિ, વળી ત્યાં આવી પડતા;
હા હા બાંધવ કહીને તે, આરત નાદે રડતા. ૯
ઊઠે ને જોતા બેહુ રોતા, અરાંપરાં જોતા જાળાં;
ગુફા ગહ્વર બોહણુ માંહે, જોયાં નદી ને નાળાં. ૧૦
પર્વત જોયા દેશ સહુ જોયા, પછે થાક્યા તે બંને ધાઇ;
એવે અઘોર વનમાં બેઠો દીઠો, રાય ઋતુધ્વજ ભાઇ. ૧૧
તે ધાઇ કરીને પાસે આવ્યા, નયને ભરતા પાણી;
રાજકુંવરે ઊઠી આલિંગન દીધું, ગદ્ગદ્ કંઠે બોલ્યો વાણી. ૧૨
અરે ભાઇઓ તમે ભલે પધાર્યા, વનમાં જોવા આવ્યા;
હર્ષઆંસુ તમોને થાય છે, રખે મદાલસાને લાવ્યા. ૧૩
ત્યારે નાગ કહે તે ક્યાંથી આવે, જેણીએ સ્મશાન વાસ્યું;
માતપિતા રાજ્ય મૂકીને, તુજને ઘટે વીર આ શું !! ૧૪

વલણ.

વીર આ શી વિપત તુજને, ઊઠ રાજકુમાર રે;
મદાલસા સરખી માનિની, વળી લાવું સુંદર નાર રે. ૧૫

## કડવું ૭૨ મું.

### રાગ મેવાડો.

નારદજી એમ ઉચરે, સુણો યુધિષ્ઠિર રાજન જી;
સ્નેહવચન સુણી નાગનાં, બોલ્યો શત્રુજીતનો તન જી. ૧
ખોટી વાત જાત ના મળે, મદાલસા સરખી કોય જી;
હરિ હર બ્રહ્મા ત્રણે મળી ઘડે, તો એવી નવ હોય જી. ૨
તમો પધારો મંદિરે, ભોગવો નાનાવિધ ભોગ જી;
જ્યારે મદાલસા કે'શો પધારો, ત્યારે મારો ઉતરશે જોગ જી. ૩
એવું કહીને આસન વાળ્યું, ભસ્મ ગાંઠડી ખોળે જી;
ઊઠો મદાલસા ઘેર જઇએ, એમ ઘેલાં ઘેલાં બોલે જી. ૪
સર્પે ઉપાય અનેક કીધા, પણ એકે ધર્યો નવ મન જી;
(પછે) મદાલસાની શોધને અર્થે, તે ભમિયા ત્રિભુવન જી. ૫
યમસભા ને ઇંદ્રસભા, બ્રહ્મસભા ને જોયું વૈકુંઠ જી;
શિવલોક જોઇને વળિયા, ફરી વળિયા પૃથ્વી પૂઠ જી. ૬
ચપળ રૂપે જાયે ને આવે, વળી ઋતુધ્વજ પાસે રહે જી;
નિશાએ જાયે મંદિર વિષે, પણ તાતને વાત ન કહે જી. ૭
અન્ન નહિ ને ઉદક નહિ, તે દહાડો રાત ઉદાસ જી;
શરીરે સુખ ન થાયે બન્નેને, એમ વહી ગયા ખટમાસ જી. ૮
તેને એક દિવસ પિતાજી પૂછે, તમો દૂબળા કાં તન જી;
શોકસાગરમાં બૂડયા દીસોછો, નથી સોવાતું ભુવન જી. ૯
ત્યારે વચન સાંભળી પિતાકેરાં, તે તો બોલ્યા ભરીને ચક્ષ જી;
મૈત્રી કરશો આજ પૂછે તેને, માથે દુખનું વૃક્ષ જી. ૧૦
પૂર્વકથા સાંભળો પિતાજી, એક અયોધ્યાનો ભૂપાળ જી;
તેશુ મૈત્રી થઇ અમારે, પ્રાણપે અતિ વહાલ જી. ૧૧

તેને મદાલસા નામે એક નારી, અમો ભાભી કહીને બોલાવી જી;
તે પ્રેમદા તો મરણ પામી, વાત કોઇએક ભાવિ જી. ૧૨
સ્ત્રીને વિયોગે વૈરાગ્ય ઉપન્યો, સંન્યાસ તેણે સાધ્યો જી;
ફરી કોઇને નવ પરણે, ઉપાય અમે ઘણો કીધો જી. ૧૩
મદાલસા આવે તો ઊઠે, બીજો નહિ ઉપાય જી;
તે યોગી તો અમો યોગી, દુર્બળ તેણે કાય જી. ૧૪
(ત્યારે) તાત કહે તમો આજ કો'છો, એટલું છે કામ જી;
મદાલસાને આણી આપું, ખરચ્યા પાખે દામ જી. ૧૫
આવો જઇએ ઇશ્વર પાસે, જઇ સેવીએ ત્રિપુરારિ જી;
ભક્તિ કીજે ભોળાનાથની, આપશે મદાલસા નારી જી. ૧૬

વલણ.

નારીને જીવાડવી સુણી, પુત્ર મન પ્રસન્ન થયા રે;
અપ્સરા અનંત સાથે લઇ તે, ત્રણે જણ કૈલાસે ગયા રે. ૧૭

## કડવું ૭૩ મું.

રાગ સામેરી.

બે પુત્ર પિતા પાસ જાતા, શંકરતણે કૈલાસ;
રમ્ય મનહર ગિરિ નિરખી, પહોચી ગઇ સહુ આશ. ૧
જોઇ વૃક્ષવેલી ચક્ષ ચોદિશ, થયો મન આનંદ;
એવે શંકરતણું સ્થાનક આવ્યું, દીઠાં ભૂત ભૈરવ દંદ. ૨
સાંતરો સહુ સાથ કરીને, ઊભો અશ્વતર એક પાગ;

---

૧૨ ભાવિ—અનવાકાળ. ૨ ચક્ષ—ચક્ષુવડે. દંદ (દ્વંદ્વ)—જોડાં.

સ્તુતિ કરવા માંડી પછે, પૂરો આશ હે મહાભાગ ! ૩
કલ્યાણ કરતા જગત્ ધરતા, વેદના આચાર્ય;
આરાધવા અવિધાર ઊભો, તો કરો શંકર કાર્ય. ૪
મસ્તકવડે નમી આપને હું, સ્તવું વારંવાર;
આશ પૂરો આજ મારી, હો દાનેશ્વરી દાતાર. ૫
જગત્ સત્ કારણવડે છે, અસત્ કાર્યે જાણ;
મુક્તિએ મળી રહ્યું માન્યું, અર્થવત્ વેદાદિ પ્રમાણ. ૬
એ સર્વ વાસ વશી રહે પ્રભુ, આપ ત્યાં અવિધાર;
અસંયુક્ત તોય આપ છો હર, વળી છો સર્વાધાર. ૭
એ સર્વ જોઇએ સામટું પણ, ન લેપાઓ કોઇમાં આપ;
અક્ષરબ્રહ્મ તે હર આપ પોતે, ટાળો ભક્તજનના તાપ. ૮
પરમાણુ રૂપે રહ્યું તું'માં, અક્ષરબ્રહ્મ જે કે'વાય;
અક્ષરબ્રહ્મ માને સહુ કોઇ, ક્ષર વિશ્વ નામ ગવાય. ૯
એ બેય વશિયાં સદાશિવમાં, તે માટ છે દષ્ટાંત;
કાષ્ઠે વન્હિ પરમાણુ વશ્યાં, તેવાં આપમાં મહાંત. ૧૦
તેવો અગ્નિ રૂપે બ્રહ્મ વશિયો, પરમાણુ રૂપે જક્ત;
એમ બ'ને આપમાં હર, લે'વાય સમાસક્ત. ૧૧

---

૩ અશ્વતર—એ નામનો નાગ—એ નાગપુત્રોનો પિતા. ૬ જગત્ ઇ૦—કારણ રૂપે જગત્ સત્ છે અને કાર્ય રૂપે અસત્ છે, તે સર્વે મુક્ત રૂપ એવા તમોમાં મળી રહ્યું છે. અર્થાત્ તે તમોરૂપ છે. વળી અર્થવાળાં જે વેદાદિ શાસ્ત્રો છે તે પણ તમારે વિષેજ છે.

૭ આપ ત્યાં—જ્યાં આપ છો ત્યાં. અર્થાત્ તમારે વિષે. અસંયુક્ત ઇ૦—એમ છતાં પણ હે હર ! આપ અસંયુક્ત ( અળગા ) છો.

૮ લેપાઓ—લિપ્ત થાઓ. અક્ષર—નાશ ન થાય એવું (બ્રહ્મ)—અર્થાત્ કૂટસ્થ. ૯ ક્ષર–નાશવંત. ૧૧ સમાસક્ત—અર્થાત્ યુક્ત.

ૐકારકેરૂં સ્થાન સ્થાવર, અને જંગમ માત્ર;
જે ત્રણ માત્રા તેહમાં તે, છે તારે વિષે સત્પાત્ર. ૧૨
સત અસત પણ તુંજ માંહે, વશ્યું તજી અહમેવ;
અકાર ને ઉકાર તુંમાં, મકાર છે મહાદેવ! ૧૩
સ્વર્ગ મૃત્યુ પાતાળ ત્રણ છે, તુજ વિષે પ્રભુ પૂર;
છો વિધિ વિષ્ણુ રૂદ્ર જાતે, મહામોટા શૂર. ૧૪
સાંખ્ય વિદ્યા યોગવિદ્યા, તર્કવિદ્યા ત્રણ;
અગ્નિ તેવા વશ્યા ત્રેણે, શું સદાશિવ તુજ વણ? ૧૫
ગાર્હસ્પત્ય લૌકિક આહવનીય, નામ એવે જેહ;
આપમાં અવિધાર વસતા, પ્રભુ પૂરા તેહ. ૧૬
સૂર્ય ચંદ્ર ને અગ્નિ એ ત્રણ, (વળી) ધર્મ અર્થ ને કામ;
સત્વ રજ ને તમઃ ત્રિવિધિ, વશ્યા આઠે જામ. ૧૭
છે વાત પિત્ત ને શ્લેષ્મ તુંમાં, વશ્યા ઋગ્યજુર્ ને સામ;
બ્રહ્મચર્ય ગાર્હસ્થ્ય ને વળી, વાનપ્રસ્થ મહાનામ. ૧૮
ભૂત ભવિષ્ય વર્તમાન એ ત્રણ, કાળ કૃત ઉદ્દામ;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ ત્રેણે, અવસ્થા અભિરામ. ૧૯
પિતા પિતામહ પ્રપિતામહ, એ પિતૃદેવો જેહ;
વાસ વશી હરમાં રહ્યા એ, પિતૃકેરા દેહ. ૨૦
દિવા રાત્રી અને સંધ્યા, સમય સાચા ત્રણ;
અહો મહેશ્વર મહાપ્રભુ, એ સર્વ નહિ તુજ વણ. ૨૧

---

૧૨ ત્રણમાત્રા—(તેરમી કડી જુઓ). ૧૩ ૐકારની ત્રણ માત્રા કહે છે: અકાર પૃ૦—૨૫૯ છે. અ, उ અને म् મળીને ૐ થયો છે. ૧૪ એ માત્રાનાં ત્રણ ત્રણ કાર્ય અનુક્રમે બતાવે છે: સ્વર્ગ પૃ૦—૨૫૯ છે. ૧૯ ઉદ્દામ—પ્રચંડ.

એ ત્રણ માત્રાની ત્રિપુટી, વશી રહી તુજ માંય;
હર દીન જાણી દયા આણી, ગ્રહો મારી બાંય. ૨૨
મહાદેવ મારી ભેદદષ્ટિ, તેથી માનું આદિ આપ;
આદ્યંત રહિત અનાદિ માને, વેદ મોટે માપ. ૨૩
સોમસંસ્થા સપ્તવિધિની, હવિષ્ સંસ્થા સાત;
પાકસંસ્થા સપ્ત કૈં જે, તું વિષે સાક્ષાત. ૨૪
ઓંકાર ઉચ્ચારણે તારૂં, ધરે ધ્યાની ધ્યાન;
એ માત્રા ત્રણ વિણ રૂપ ભારે, કો કરે અનુમાન. ૨૫
જે અનિર્દેશ્ય અવિકારી અક્ષય, છે દિવ્ય ને અણમાપ;
અર્ધમાત્રા રૂપ તારે, જપે નહિ કોઇ જાપ. ૨૬
કાં જે સમજ તેમાં શી પડે, હર ! ભૂલે બ્રહ્મદેવ;
તો અલ્પમતિ અજ્ઞાન હું છું, ભર્યો તન અહમેવ. ૨૭
તદા કેઇ પેર રૂપ એવું, વસે મારે ઉર;
સમરથ નહિ તે વદન વદવા, રૂપ તારૂં શૂર. ૨૮
સરસ્વતી મુખે કરી, જીભે કરીને જાણ;
હર ! તાલુ ઓષ્ઠે નવ કરે, એ રૂપકેરૂં પ્રમાણ. ૨૯
વિધિ વાસવ વસુ વિધુ, નક્ષત્ર નભ ને ભોમ;

---

૨૨ ત્રિપુટી—ત્રણનો સમુદાય. ૨૪ સંસ્થા—સ્થિતિ—વ્યવસ્થા. સોમસંસ્થા—સોમરસની સ્થિતિ. હવિષ્સંસ્થા—હુત દ્રવ્યની સ્થિતિ. પાકસંસ્થા—પાકની સ્થિતિ.

૨૫ એ ઇ૦—એ ત્રણ માત્રાઓ વિના જે તારૂં ભારે ( અગમ્ય ) રૂપ છે તેનું કોણ અનુમાન કરે એમ છે ? ૨૬ અનિર્દેશ્ય—દેખાડવામાં ન આવે એવું. તે રૂપ કહેછેઃ અર્ધમાત્રા ઇ૦—સ્પષ્ટ છે. ૨૯ તાલુ ઓષ્ઠે—તાળવાથી અને ઓઠથી—અર્થાત્ અક્ષરાત્મક ઉચ્ચારથી.

સદાશિવ છે અંગ તારે, અનેક એવાં રોમ. ૩૦
વિશ્વ દર્શે જેહમાં, વિશ્વરૂપ રૂપે જેહ;
વિશ્વનો જે ઇશ છે તે, બ્રહ્મ રૂપે તેહ. ૩૧
સાંખ્ય ને વેદાંત જેના—વિષે કરતાં વાદ;
મતિશાખાવડે જે, અસ્થિર કરિયું આદ ! ૩૨
નથી આદિ મધ્ય નથી ને, અંત નથી નિરવાણ;
સત્ અસત્ સદસત્ નથી, તવ કરે શું અનુમાન. ૩૩
અનિર્વચનીય છે સદા, એક અનેક એકાનેક;
લખી વિલક્ષણ સહુ વાતમાં, થાયે કવણ વિવેક. ૩૪
સંસારકેરી વિવિધતાએ, કર્યો આશ્રય જેહ;
જેનું નામ કો પાડી શકે નહિ, છે નામવાળું તેહ. ૩૫
અશ્વર્યાદિ ષટ્ ગુણવાળું, નામ કહે મુનિદેવ;
ધર્મ અર્થ ને કામ મોક્ષ, વર્ણવાયે એવ. ૩૬
સત્વ રજ ને તમઃગુણે, કર્યો અંગે વાસ;

---

૩૦ વિધિ—બ્રહ્મા. વાસવ—ઇંદ્ર. વસુ—એ નામના આઠ દેવોનો ગણ. વિધુ—ચંદ્ર. ૩૧ દર્શે—દેખાય. વિશ્વરૂપ રૂપે—વિરાટ રૂપે.

૩૨ મતિ ઇ૦—જે તારા રૂપને મતિની શાખાઓવડે અસ્થિર કરી નાખ્યું છે. આદ— હે આદ્ય ! ૩૩ સદસત્—સત્ કે અસત્.

૩૪ ત્યારે કેવું છે તે કહે છેઃ અનિર્વચનીય ઇ૦—જેને વિષે કાંઈ પણ ન કહેવાય એવું. એકાનેક—એક તથા અનેક. લખી ઇ૦—એવી રીતે સઘળી બાબતોમાં તેને વિલક્ષણ જોઇને તેનો શો વિવેક—નિર્ણય થઇ શકે?

૩૫ સંસાર ઇ૦—અર્થાત્ જેને લીધે સંસાર નાના પ્રકારનો ભાસે છે. ૩૬ ઐશ્વર્યાદિ ઇ૦—" સમસ્ત ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વિજ્ઞાન એ ૭ ગુણને ભગ કહે છે " અને ૭ ગુણવાળો તે ભગવાન્ કહેવાય છે. એવું તમારૂં નામ મુનિ અને દેવ કહે છે.

શક્તિવાનની શક્તિ થાયે, જેહ માંહિ -હાસ. ૩૭
એમ વૈભવ સર્વ વશી રે', દુઃખ સુખ મહાસુખ;
એવું બ્રહ્મ ભવમાં છે વશ્યું, એમ મુનિ ભાખે મુખ. ૩૮
સચેતનમાં જે રહ્યું વળી, અચેતનમાં જેહ;
અદ્વૈતમાં ને દ્વૈતમાં છે, બ્રહ્મ નિઃસંદેહ. ૩૯
તે સર્વમાં તું વસું વા'લા, જ્ઞાનીને પ્રત્યક્ષ;
અજ્ઞાનીને દેખાય શે જો, નહિ જ્ઞાનની ચક્ષ. ૪૦
પદાર્થ નિત્ય અવિનાશી જે છે, જે નાશવંત અનિત્ય;
સ્થૂળ ને જે સૂક્ષ્મ છે, અતિ સૂક્ષ્મ નામ પ્રતીત. ૪૧
અંતરિક્ષમાં કે પૃથ્વી પર જે, વળી દિશા બીજી ગાંય;
તે સહુ તુંથકી મળે શિવજી, આવી ઊભે આંય. ૪૨
અમૂર્ત્તિમંત છે સમીરાદિ જે, મૂર્તિમંત પૃથ્વી આદિ;
પ્રાણીમાં નહિ કોઇ તદપિ, હોય આદિ અનાદિ. ૪૩
દિવ્યમાં કે દેવમાં, આકાશ કે અવનિ પરે;
સ્વર વિષે વ્યંજન વિષે કે, વાસ વસમો જે કરે. ૪૪
તે સર્વ ઉપજ્યું આપથી હર, નહિ બાકી કાંઇ રે;
ગુણાબ્ધિમાંથી ગ્રહણ કરવા, માલ શો મુજ માંહી રે. ૪૫
કરી વિનતિ એમ તે પછી, નૃત્યને આરંભતો;
કામ તજતો ક્રોધ તજતો, મોહને વળી દંભ તો. ૪૬
તાન માને ગાય ગાને, મૂર્ચ્છના ધરી માપથી;
હર રીઝીઆ તે હવાં ભાખું, નિવાર્યો તપતાપથી. ૪૭

---

૩૭ શક્તિ—શક્તિનો. -હાસ-ઘટાડો. ૩૮ ભવમાં—શિવમાં. ૪૩ અમૂર્ત્તિમંત—આકારરહિત. સમીરાદિ—વાયુ વગેરે. ૪૫ ગુણાબ્ધિ—ગુણરૂપી સાગર.

૪૭ મૂર્ચ્છના-સ્વરના એકવીશ વિભાગમાંનો પ્રત્યેક વિભાગ. નિવાર્યો ૪૦—તપના તાપ( કષ્ટ )થી નિવાર્યો—અટકાવ્યો.

વલણ.

નિવાર્યો તપતાપથી પ્રભુ, અશ્વતર ભૂપાળ રે;
વિપ્રજન વર્ણન કરે શું, મહાદેવ દયાળ રે. ૪૮

## કડવું ૭૪ મું.

રાગ વસંત.

હરકને ત્રૈણે નૃત્ય માંડ્યું, સાથે અપ્સરા અનંત;
કમલકુસુમે સર ખીલ્યું કે, જાણે ફૂલ્યો માસ વસંત. ટેક. ૧
તાલ મૃદંગ ઉપંગ વેણા, બોલે પગના ઘુઘરા;
અશ્વતર ચરિત્ર ગાય હરનાં, પૂઠે પુત્ર પૂરે સ્વર પરા. હરકને૦ ૨
તદા તાલ મેળ ચૂકે નહિ, નાચે કટિને મરડી;
ફરે ફૂદડી ત્યાં પ્રેમદા, અન્યોઅન્યે ભુજ ભચરડી. „ ૩
એમ નૃત્ય સર્પે માંડિયું, ત્યાં થઇ રહ્યો થેઇકાર;
છે આભરણ અનુપમ અંગમાં, કંઠે પુષ્પ પાટલહાર. „ ૪
હાવ ભાવ દેખીને શંકર, મંદિરમાંથી ડોલ્યા;
તે બા'ર નીસર્યા નાચવા લાગ્યા, થેઇ થેઇ મુખ બોલ્યા. „ ૫
શૃંગી તુરિના શબ્દ અતિશે, વિખેરાઇ ત્યાં જટા;
નાગ તો અબિલ ગુલાલ ઉડાડે, ઇશ્વરને ભસ્મની ઘટા. „ ૬
કંઠે હારડા સર્પના સળકે, વાગે ડમરૂ ને ડાક;
આવો ઉમયાવર એમ કહે છે, તે પ્રેમે મારે હાક. „ ૭
નીલકંઠજી જ્યમ જ્યમ નાચે, ત્યમ ત્યમ સર્પે માંડ્યું સંગીત;
નાગનું નૃત્ય અતિ સુંદર નિરખી, હરખ્યું તે હરનું ચિત્ત. „ ૮
માગો રે માગો જે જોઇએ તે, હવો હું તુષ્ટમાન;

૨ પરા—જુદા અથવા પરમ. ૪ પાટલહાર—પાટલ નામે પુષ્પના હાર.

સ્વામી મદાલસા નારી જીવાડો, નાગે માગિયું વરદાન. „ ૯
શત્રુજિતનો કુંવર ઋતુધ્વજ, તેની મોઇ છે નારી;
તે ફરીને જીવતી થાયે તો, રહે મૈત્રી અમારી. „ ૧૦
અમો પરને અર્થે તમો યાચિયા, હર આપો વરદાન;
હર હરખ્યા કહે મોઇ જીવશે, એમ બોલ્યા શ્રીભગવાન. „ ૧૧
યમુનાની તીરે કહું છું તમો, કરો એનું અનુપાન;
શ્રાદ્ધ કરજો એહનું, આપજો ત્રણ પિંડનું દાન. „ ૧૨
મધ્યનો પિંડ વિડારી જો જો, નીસરશે ત્રણફણી વિષધારી;
તેની મધ્યની ફણી વિડારી જો જો, હશે તેમાં મદાલસા નારી.„ ૧૩

વલણ.

નારી નીસરશે ફણીમાંથી, એવું કહી હર વળ્યા રે;
વર પામી પન્નગ ત્રૈણે, તે યમુનાની તીરે પળ્યા રે. ૧૪

## કડવું ૭૫ મું.

રાગ ગોડીની ચાલ નાની.

વ્યાળ ત્રણે મોહિત થયા, કાલિંદીને કાંઠે ગયા;
પિતાજીએ વળાવ્યા તન, જાઓ જહીં ઋતુધ્વજ રાજન. ૧
કંઇશો મા વર પામ્યાની પેર, પ્રાહુણો તેડી લાવજો ઘેર;
હું આવું છું શ્રાદ્ધને કરી, જોઉ જડે છે સુંદરી. ૨
જો તમને લાગે અહીં વાર, તો તે ત્યાં મરે નિરધાર;
એવું કહીને વળાવ્યા બાળ, શ્રાદ્ધ કરવાને લાગ્યો વ્યાળ. ૩
કુશશલાકા પૃથ્વીપર ગાંડ, જવપિષ્ટના કીધા પિંડ;

---

૧૩ ત્રણફણી—ત્રણ ફેણવાળો. વિષધારી—સાપ. ૧૪ પન્નગ—સર્પ. વર—વરદાન. ૨ પ્રાહુણો—પરોણા.

મધ્યનો પિંડ વિડારણ કર્યો, કે ત્રણફણી સર્પ નીસર્યો. ૪
(તેની)મધ્યની ફણી વિડારણ કરી, તેમાંથી નીસરી સુંદરી;
વિશ્વાવસુતણી એ કુંવરી, તે ફરી નાગ ફણે અવતરી. ૫
મુખે જપતી પતિનું નામ, કે'છે કયાં આવી છું આમ;
ત્યારે અશ્વતરે તેડી કુમાર, અથઇતિ કહ્યો સમાચાર. ૬
ત્યારે પાગ લાગી મદાલસા, તમો તો મારે પિતા જશા;
હવાં તમો દેખાડો વનનો પંથ, કયાં બેઠો યોગી થઈ કંથ. ૭
ત્યારે નાગ કહે આવો પાતાળ, મળશે સ્વામી સંદેહ ટાળ;
પછે આવ્યા પોતાને ઘેર, પ્રાઘૂર્ણાચાર કીધો રૂડી પેર. ૮
એકાંત હતી એક ઓરડી, તેમાં રાખી મદાલસા ગોરડી;
સકળ વસ્તુ તે માંહે ભરી, દ્વાર ભીડી રાખી સુંદરી. ૯
એ વાત એટલેથી રહી, પેલા કુંવર ગયા મિત્ર છે જહીં;
આવતા દીઠા બન્ને વીર, ઋતુધ્વજે નયને ભરિયું નીર. ૧૦
ભલા ભાઇ લીધો સમાચાર, તમને શું કહીએ વારોવાર;
મદાલસાએ હું પરહર્યો, તો તમો પ્રેમ શાને ધરો ! ૧૧
દૈવે હું કીધો દૂબળો, તમે મન મૂકીને શાને મળો;
ત્યારે સર્પ કહે મહીપતિ સુણો, અશ્વતર પિતા જે અમતણો. ૧૨
તેને સમાચાર અમો કહ્યો, વૃદ્ધ વ્યાળ ઘણું દુખિયો થયો;
તે ભીએ મોકલ્યા છું આમ, કહ્યું પ્રાહુણા તેડી લાવો ધામ. ૧૩
તે આવે તો હું જમું અન્ન, તે માટે લાવો રાજન;
ઋતુધ્વજ કે' મેં સાધ્યો જોગ, હવે પ્રાહુણાનો શો ભોગ. ૧૪
મદાલસા જો પીરસે અન્ન, તો આ મુખ કરે ભોજન;
તે ભૂખી તો હું કયમ જમું, એમને એમ ક્ષુધાએ શમું. ૧૫

---

૪ કુશશલાકા—દર્ભની સેર. પ્રાંડ—(માંડી). વિડારણ કર્યો—ચીર્યો. ૧૩ વ્યાળ—સર્પ. ભીએ—ભીયાએ—પુરૂષે—અર્થાત્ નાગે.

હાં મિત્ર ! રૂડું થાય દૈવવાત, શકે મદાલસાને આપે તાત !
એવો બોલ બંધવે કહ્યો, ઋતુધ્વજ તવ બેઠો થયો. ૧૬
નારીને નામે થયો વિહ્વળ, ચાલો જઇએ થાય ઉતાવળ !
તે તો પાતાળે તેણે પરવર્યો, અગાધ જળમાંહે ઊતર્યો. ૧૭
તેને નાગની વિદ્યા શીખવી, રાજાને જળની ગતિ હવી;
અશ્વતર આગળ આવ્યા સાપ, કાં જે પૂર્વનો છે પ્રતાપ. ૧૮
વિવિધપેર કીધો પ્રાહુણાચાર, પેહેલાંનો કહ્યો સમાચાર;
સ્વાગત કીધી સર્વે મળી, રાજકુંવર ઘણું જોયો કળી. ૧૯
મુખે નામ નારીનું વદે, રાત દિવસ ત્યાં જપ એ હૃદે;
જેણે નવ ઇચ્છયો ત્યાં સ્વાદ, કો સાથે નવ કરે સંવાદ. ૨૦

વલણ.

નૃપ સંવાદ ન કરે મુખે, ચિત્તે મદાલસા નામ રે;
પછે વિદાય થયા રાજકુંવર, કાકાને કરી પ્રણામ રે. ૨૧

## કડવું ૭૬ મું.

રાગ રામગ્રી.

કર જોડીને કુંવર ઉચ્ચરે, મુને વિદાય કીજિયે જી;
યોગીને ભોગ ઘટે નહિ, માટે આજ્ઞા દીજિયે જી. ૧
પછે અશ્વતર એણીપેર બોલ્યા, તમારે મન ગમે તે માગો જી;
જે વસ્તુ વા'લી હોય તે, લજ્જા તજી માગો હું કાકો જી. ૨
ત્યારે ઋતુધ્વજ બોલ્યો, સાંભળો મહારાય જી;
મારે જે માગવું તે, ઇંદ્રે નવ અપાય જી. ૩

---

૧૬ દૈવવાત—દૈવને કરવું હોય તો.

હય હસ્તિનાં હાલરાં, અત્યંત ભરિયું ધન જી;
તમારે પ્રતાપે કરીને, મારે નથી કાંઇ ન્યૂન જી. ૪
મે તો રાજ્યસુખને પરહરી, યોગીભિક્ષા યાચવી જી;
સર્વે ત્યાગીને થયો વૈરાગી, તેને લક્ષ્મી શી માગવી જી. ૫
(ત્યારે) નાગ કહે તમો એમ ન કીજે, કયમ અમથા જાઓ જી;
ગુહ્ય વારતા માગીએ, જેથી સુખિયા થાઓ જી. ૬
તવ તેની આંખ ભરાઇ, નયને ભરિયાં પાણી જી;
શકે મુજને આણી આપશો, મદાલસા મુજ રાણી જી. ૭
વ્યાળ કહે બોલ પાછો, ગળે ગદ્‌ગદ ખરે આંસુ જી;
ઝારી સુવર્ણની પાણીમાંહે, નાખવી તે ફાંસુ જી. ૮
મારે જે માગવું તે, કર્ત્તારે ન અપાય જી;
કોણે સાંભળ્યું કોણે ન સાંભળ્યું, વળી ગળગળો થાય જી. ૯
ઘટે નહિ તે માગું છું, કહો છો સર્વ કોઇ જી;
મુને જીવતી કરીને આપો, જે મદાલસા નારી મોઇ જી. ૧૦
ત્યારે નાગ કહે તમે એ શું માગ્યું, એક મદાલસા નારી જી;
નવી નવી કહે તો કન્યા, તુંને આણી આપું હજારી જી. ૧૧
આ પેલી ઓરડી વિષે, તેડો હાકજ મારીજી;
પ્રેમ હશે તો બોલશે, તે મદાલસા નારી જી. ૧૨
ત્યારે રાય આવ્યો ડગમગતો, તે ઓરડી ભણી ચાલી જી;
હાંક મારી ઓ પ્રેમદા, બેઉ ટોડલા ઝાલી જી. ૧૩
ધણિયાણીની ધંખના, તે બોલ્યો કરીને લાડ જી;

---

૫ યોગીભિક્ષા—યોગીને લાયક ભિક્ષા. ૮ ગળે ઇ૦—તારે ગળે ગદગદ ઉચ્ચાર થવાથી તારો બોલ સંભળાયો નથી; ગદગદ ઉચ્ચાર થવાનું કારણ કહે છેઃ ખરે આંસુ—૨૫૯૮ છે. ઋતુધ્વજ સાપનું વચન સાંભળીને વિચારે છેઃ ઝારી ઇ૦—૨૫૯ છે.

ત્યારે અન્યોઅન્ય પ્રીતિ થઇ, ફાટી ગયાં કમાડ જી. ૧૪
ઓરડી ઉઘડી ગઇ, મળ્યાં ચારે લોચન જી;
સામ સામાં તેહ ધરિયાં, દીધાં આલિંગન જી. ૧૫
તે તો વળગ્યાં વછૂટે નહિ, રડતાં તે હૈયું ફાટે જી;
નાગ માત્ર મળ્યા ટોળે, જાતા આપ આપણી વાટે જી. ૧૬

વલણ.

વાટે જાતા વ્યાળ રહ્યા, પણ લાજે નહિ નરનાર રે;
સુખ પામી સંસારનું તે, ક્યમ ગયાં અયોધ્યા મોઝાર રે. ૧૭

## કડવું ૭૭ મું.

રાગ દેશાખ.

મળ્યાં મહીપતિ મદાલસા, ચાલ્યાં સ્નેહાશ્રુ નદીપૂર રે;
નેત્ર તુરી[1] કટાક્ષ કરીને, ત્યાં ચઢયાં તે બન્ને શૂર રે. ૧
જ્યમ વ્યોમ મારગે વીજળી ઝબૂકી, ત્યમ કંથને મળી કામિની રે;
સંતોષ્યો સ્વામી પોતાતણો, પછે તે બોલ્યાં ભામિની રે. ૨
તમે મંદિર પધારો મહીપતિ, સર્વને દેવા સુખ રે;
તાપ ટળે માબાપનો, જોતાં તમારૂં મુખ રે. ૩
વચન સુંદરીનાં સુણીને, ગયો નાગસભાય રે;
સુખ હૃદય હર્ષ અતિ ઘણો, આનંદ અંગ ન માય રે. ૪
જેની કમળ સરખી હથેલી, અને નેત્ર બે અંબુજ રે;
ગંભીરતાએ સમુદ્ર સરખો, કરિશુંડ સરખા ભુજ રે. ૫
ત્યાં સર્પ માત્રે માન દીધું, ને આપિયું આસન રે;
તેને પાંચ દિવસ પ્રાધૂર્ણે રાખ્યાં, તે તો શ્યામા ને રાજન રે. ૬

---

૧ તુરી—ઘોડો.

પછે મુહૂર્ત જોષીએ જોયું, શુભ તિથિ શુભ વાર રે;
સામગ્રી ઘણી સંઘાતે, વળાવ્યાં નરનાર રે. ૭
સર્પ સહસ્ર સંઘાતે થયા, તે તો સજીને શણગાર રે;
વાજિત્ર નાના વિધતણાં, ત્યાં થઇ રહ્યો થેઇકાર રે. ૮
સહસ્ર સર્પ સંઘાતે આવ્યા, વળાવા અયોધ્યા ગામ રે;
નરનારી બંને શોભતાં, રતિ ને જ્યમ કામ રે. ૯
વસ્ત્ર વાહન વ્યાળતણાં, તેણે શોભી રહી છે કાંતિ રે;
શકે લક્ષ્મીસહિત ભગવાન આવ્યા, એવી પ્રજાને થઈ ભ્રાંતિ રે. ૧૦
રણતૂર ને નફેરી વાજે, બહુ ગાજતાં નિશાણ રે;
શત્રુજિતની સભામાંહી, સેવકે કીધું જાણ રે. ૧૧
નગર સઘળું ઉલટયું, ત્યાં ઉલટ અંગ ન માય રે;
સ્વપ્ન સરખું સાંભળીને, ત્યાં પ્રોડયાં માતપિતાય રે. ૧૨
દરબડે અસવાર અલબેલડા, શોભિતા નાગકુમાર રે;
છાંટણાં છાંટયાં ચોક ચૌટે, અતિ પટકુળ બાંધ્યાં દ્વાર રે. ૧૩
માતપિતા તો આવી મળિયાં, ટળિયાં તે મનનાં દુઃખ રે;
તેને મુક્તાફળે વધાવિયાં, ત્યાં સર્વ કો પામ્યાં સુખ રે. ૧૪
નહોતું સાંભળ્યું તે સાંભળ્યું, પામી મરણ જીવે કોઇ રે;
ગાજતે વાજતે આવિયાં, સર્વ પ્રજા સુખાણી હોઇ રે. ૧૫
ત્યાં નાગનંદન આવિ મળ્યા, શત્રુજિતને લાગ્યા પાય રે;
જે ઓશિંકળ અમો થયા, તે શિવજીની કૃપાય રે. ૧૬
અથ ઇતિ માંડી તેનો, કહ્યો તે સમાચાર રે;
વાત ચાલી ચૌદ લોકમાં, જે મોઇ જીવી નાર રે. ૧૭
ત્યાં માન વાધ્યું માનનીનું, સર્વ પૂછે મૃત્યુની વાત રે;
સમાચાર સુણી મળવા આવ્યાં, નારીનાં માત ને તાત રે. ૧૮

૧૬ નાગનંદન—નાગના પુત્રો.

વલણ.

મળી ગયાં માત ને તાત નારીનાં, આનંદ અતિ થયો ઉદ રે;
મદાલસાએ શું કર્યું, તે જન પ્રેમાનંદ વાણી વદ રે. ૧૯

## કડવું ૭૮ મું.

### રાગ ધનાશ્રી.

નારદજી વાણી વદે, સુણ યુધિષ્ઠિર રાય જી;
નર નારીના દિવસ સેંજે, હાસ્ય વિનોદે જાય જી. ૧
પછે પાતાળકેતુ ફરીને આવ્યો, અતીતનું લેઇ રૂપ જી;
તેની માયા નાગે ઓળખી, શીખવ્યો ઋતુધ્વજ ભૂપ જી. ૨
એકદા મદાલસાનો પ્રાણ હરનારો, ત્યાં આવ્યો બીજી વાર જી;
પણ રાજાએ તેને ઓળખી મૂકયો, ન ભાગ્યો દાનવભાર જી. ૩
નૃપે એક દિવસ અતીતને તેડચા, ભોજન કરવા ભવન જી;
તેમાં અતીત રૂપે તે આવ્યો, તેણે ખાધું સઘળું અન્ન જી. ૪
દૈત્યે માયા પ્રકટ કીધી, તે જાણી ઋતુધ્વજ ધીશ જી;
ખડ્ગ ગ્રહી કેશ ઝાલી ઝટ, છેદ્યું દૈત્યનું શીશ જી. ૫
જયજયકાર અયોધ્યામાં વરત્યો, નૃપે અસુર નાખ્યો મારી જી;
પછે સુખે તે વર્તવા લાગ્યાં, નાના વિધ નરનારી જી. ૬
શત્રુજિત્ ગયો તપશ્ચર્યા કરવા, રાજ્ય પુત્રને આપી જી;
સત્કીર્ત્તિ ત્યાં ઋતુધ્વજકેરી, રહી ચોદિશ વ્યાપી જી. ૭
પછે ઋતુધ્વજે રાણી સાથે, કરવા માંડચો વિહાર જી;
પર્વતનાં ઝરણાંમાં વિહરે, નદીતટમાં નરનાર જી. ૮
રમણિક વન ઉપવનમાં બંને, કરે કામની કેલિ જી;

---

૫ ધીશ—ધી (બુદ્ધિ)નો ઇશ—મોટી બુદ્ધિવાળો. અથવા અધીશ.

કામની ઉપમા કયી પેર આપું, અધિક અલબેલો અલબેલી છૂ. ૯
મદાલસાએ વિપદથી નિવારી, સ્વામી આણ્યો પુરમાં છૂ;
મહાધાર્મિક ઋતુધ્વજે પણ, પ્રજા પાળી શૂરમાં છૂ. ૧૦
ઔરસપુત્રની પેઠે પ્રજાને, રાજા પાળે પ્રીતે છૂ;
જન કે' પિતા કરતાં પુત્ર સવાયો, પ્રીતે રીતે નીતે છૂ. ૧૧
કાળક્રમે ઋતુધ્વજથકી, મદાલસા થઇ પુત્રવતી છૂ;
ઋતુધ્વજે મહાઆનંદે તેનું, નામ પડવાની કરી મતિ છૂ. ૧૨
ક્ષત્રિયઘટિત 'વિક્રાંત' નામથી, રાયે સુત બોલાવ્યો છૂ;
તે આપ્ત વર્ગને રૂડું લાગ્યું, ભાવ મદાલસાને ન ભાવ્યો છૂ. ૧૩
તે કારણ હશી હરિવદની, તે પર કોઇએ ન આપ્યું લક્ષ્ય છૂ;
સહુ મહોત્સવમેંરાણમાં ડૂબ્યાં, પણ વનિતાએ રાખ્યું વક્ષ છૂ. ૧૪
કેટલોક કાળ વીત્યા પછે તે, બાળક રોવા લાગ્યો છૂ;
મૂઠીઓ વાળી પગ ઉંચા કરી, ઉંઆ ઉંઆ કહે અનુરાગ્યો છૂ. ૧૫
રામા તેને રમાડતાં બોલી, રખે સમજે ઉંઆ ઉંઆ છૂ;
ભૂલો પડી ભવમાં ભટક્યો તો, ખંડાશે તારા પુંઆ છૂ. ૧૬
તું શુદ્ધ સ્વરૂપ છે નામ વિનાનો, હમણા પાડ્યું તારૂં નામ છૂ;
એ કાલ્પનિક નામે મોહ ન કરવો, મોહ ભૂલાવે રૂડો રામ છૂ. ૧૭
આ પંચભૂતાત્મક દેહ જે દરશે, તે નથી તારો મારો છૂ;
તેમ નથી તું તેનો નિશ્ચે, સત્ય સુત અવિધારો છૂ. ૧૮
એમ છે તો પછી કોને રટવું, હુઆ હુઆ શામાટે છૂ;

---

૯ કેલિ—રમત. ૧૧ નીતે—નીતિમાં. ૧૨ ક્ષત્રિયઘટિત—ક્ષત્રિયને ઘટે એવું. વિક્રાંત પરાક્રમી. આપ્ત વર્ગ—સ્વજન. ૧૪ મહોત્સવમેંરાણ—મોટા ઉત્સવ રૂપી સમુદ્ર. વક્ષ—છાતી. અર્થાત્ હૈયામાં રાખ્યું. ૧૭ કાલ્પનિક—કલ્પનામય. ૧૮ પંચભૂતાત્મક—પંચભૂતથી બનેલો.

આત્માથકી ઉપજેલો તું પોતે, ઉચ્ચારે શાસારે જી ? ૧૯
હું જાણુંછું નિશ્ચે વા'લા, તુ નથી રડવાવાળો જી;
પણ નૃપતિનો સુત મનાયો, તેણે થઇ પડયો તું કાલો જી. ૨૦
પણ વિચારી જો તું ઇંદ્રીમાં, ભર્યા ભૌતિક ગુણ અવગુણ જી;
તે કાલ્પનિક વિણ કાંઇ દિસે તુંને ? એ તો રાડયે લાગ્યાં ઋણ જી. ૨૧
જેમ દુર્બળ જનનાં પંચભૂત તે, અન્ન પાણીએ વાધે જી;
તેમ તારાં અલ્પા વધશે તેમાં, સિદ્ધાઇ કેઇ સાધે જી ? ૨૨
વૃદ્ધિ થાયે વપુની એ પેરે, પણ તું છું આત્મારામ જી;
તેને વૃદ્ધિહાનિ હોય ન ભાઇ, જે અભેદ્યાછેદ્ય અભિરામ જી. ૨૩
કભાય એક હતો આ પૂર્વે, જરકશીનો ઝાતકાર જી;
મલિન થયો પીંખાઇ ગયો તે, ગયા તૂટી પંચે તાર જી. ૨૪
સંઘર્યો નહિ પછી તેને કોઇએ, ત્યારે તે ગયો બીજે જી;
તે પેરે તું આ દેહમાં આવ્યો, રાજા માની શે રીઝે જી? ૨૫
મોહવડે તું પ્રથમ બંધાયો, ત્યાં કર્યા રૂડાં કર્મ જી;
તેથકી અધિક બંધાવા અહિયાં, આવ્યો તું પૂરો પર્મ જી. ૨૬
કંઇ તાત ભાવે કંઇ પુત્ર ભાવે કરી, કંઇ માતભાવ તેં ધાર્યો જી;
કંઇ સ્વામીભાવ કંઇ મારૂં કહીને, કંઇ મારૂં નહિ ઉચ્ચાર્યો જી. ૨૭
એ પ્રકારે ભૂતસમૂહને, માન્યો મારો મારો જી;
પણ ન વિચારી જાણ્યું તે રતિ, આવે એક દિન વારો જી. ૨૮
સુખ આવ્યે સહુ જેમ વિચારે, આ રે'શે અંતસુધી જી;
દુઃખતણું પણ એવુ ધારે, હોય અકર્મી બુધી જી. ૨૯

---

૨૧ ભૌતિક—પૃથ્વી વગેરે ભૂત સબંધી. રાડયે લાગ્યાં—ગમ્યાં. ૨૩ વપુની—શરીરની. વૃદ્ધિહાનિ—વધારો ઘટાડો. અભેદ્યાછેદ્ય— તૂટે નહિ એવો કે કપાય નહિ એવો. અભિરામ—સુંદર—મનોહર. ૨૪ કભાય—જામો (દેહરૂપી). પંચે તાર—(પાંચ ભૂત રૂપી.)

સુધી સર્વે એહ જાણેછે, જે ફરતા ફરતી છાંયડી જી;
મૂઢમતિ ગૂઢગતિ ન જાણે, લખે સરખાં માંડ ને માંયડી જી. ૩૦
સંસાર મોહે જેહ મોંવાયા તે, દુઃખને જાણે સુખ જી;
અશુભને શુભ જાણે નિશ્ચે, માને નહિ કહે રૂખ જી. ૩૧
ખોટાને ખરૂં એ વિધ માને, અશુચિને શુચિ જી;
પણ તે વાત તુંને જણાવું આજે, રૂચિ તેહ અરૂચિ જી. ૩૨
હરિવદની કહે હાસ્ય કરેછે, પણ નથી કરતી તે હાસ્ય જી;
અસ્થિનું દરશન તેહ કરવે, કોણ રીઝે એવે લાસ્ય જી. ૩૩
હરિણનયની હરણસમાં બે, નેત્ર દેખાડે જેહ જી;
શરીરાંતર્ગત વસામલિન એ, કર્દમ લોચા બેહ જી. ૩૪
કનકકુંભ કે કમલકોશ કહી, કવિઓ વર્ણે સ્તન જી;
નારી વક્ર નયનથી નિરખી, હરી લે હરનું મન જી. ૩૫
પણ એ તો ઘટ બાઝી ગયેલું, આમિષ છે તું જાણ જી;
રતિનું સ્થાનક રામા છે શું, નથી નર્કનું નિરવાણ જી? ૩૬

---

૩૦ સુધી—સારી બુદ્ધિવાળા. માંયડી—મોડનું લઘુપણું, તિરસ્કાર અર્થે. અર્થાત્ મોયડી બળદને ઘાલે છે તે. ૩૧ રૂખ—રૂખી (ઋષિ).

૩૨ અશુચિ—અપવિત્ર. શુચિ—પવિત્ર. રૂચિ ઇ૦—જે રૂચિ ઉપજાવનારી છે તેજ અરૂચિ ઉપજાવે એવી છે.

૩૩ હરિવદની ઇ૦—હરિવદની (ચંદ્રમુખી) સ્ત્રી હાસ્ય કરેછે (રૂચિકારક વાત) પણ ખરૂં જોતાં તે હાસ્ય કરતી નથી. ત્યારે શું કરેછે? અસ્થિનું ઇ૦—તે હાડકાંનું દર્શન કરાવે છે (અરૂચિકારક વાત.). એવા લાસ્ય (નૃત્ય) થી કોણ રીઝે? અર્થાત્ કોઇ ન રીઝે.

૩૪ શરીરાંતર્ગત—શરીરની અંદર રહેલા. વસામલિન—વસા નામના ધાતુથી મલિન. કર્દમ—કાદવ. ૩૫ કમળકોશ—કમળના દોડા. હરનું—હર સરખા યોગીનું પણ. ૩૬ ઘટ—ઘાડું. આમિષ—માંસ. રતિનું ઇ૦—એવી રીતે રામા (સ્ત્રી) એ રતિ (પ્રીતિ) નું સ્થાનક છે શું? અને તે નરકનું સ્થાનક નથી શું?

આ પૃથ્વી પર એક વાહન છે વર, તે વાહન બેઠો દેહ જી;
તે દેહમાં કોઇ અવનવો બેઠો, માનો નિઃસંદેહ જી. ૩૭
હવાં તું વિચારી જોજે, જેવું મારાપણું સ્વય અંગે જી;
તેવું મારાપણું પૃથ્વી ઉપર નહી, કે રથકેરે રંગે જી. ૩૮
હવાં એ પરથી શુંયે જણાયે, મૂઢપણું કે બીજું જી;
અજ્ઞાન એવો રાખી તને હું, કેયી પેરે રીઝું જી ૩૯
એમ નિશદિન મદાલસાએ, વધતા બાળને વધતું જી;
મહાજ્ઞાનદાન દેવા માંડ્યું, કારજ ચાલ્યું સધતું જી. ૪૦
રમાડવામાં કે જમાડવામાં, માતા અર્પે જ્ઞાન જી;
તે પણ મમત્વ રહિત રૂપનું, પછે કો નવ હોય મહાન જી. ૪૧
જેમ જેમ મોટો થાવા લાગ્યો, તેમ તેમ પામ્યો બળ જી;
પિતાવડે સારીમતિ પામ્યો, માવડે વિજ્ઞાન કળ જી. ૪૨
આત્મા કવણ ને દેહ કવણ છે, તેનું પામ્યો રૂડું જ્ઞાન જી;
તે પણ વળી જન્મારંભથી, માતામુખનું દાન જી. ૪૩
પછે નિર્મમત્વ થાય તેમાં શું, આશ્ચર્ય માને કોઇ જી;
નિર્મમત્વ થયે સંસાર ન સેવે, હોયે સગાં તે રેં રોઇ જી. ૪૪
તે પ્રકારે કર્યું વિદ્વાંતે, ગયો વન તજી માબાપ જી;
ઋતુધ્વજને મહાદુઃખ થયું મન, પ્રકટ્યો તનમાં તાપ જી. ૪૫
પણ ભવબંધન છેજ અનુપમ, તેણે બાંધ્યો રાય જી;
મદાલસા ફરી ગર્ભવતી થઇ, તેણે રાય રીઝ્યો મહાકાય જી. ૪૬
એમ એક પછી એક પાથરી મૂક્યા, આશાનિરાશાના ફંદ જી;
જો પરિયાં કેરું પુણ્ય હોય તો, લહે ગોવિંદ બાળમુકુંદ જી. ૪૭

---

૩૭ વાહન—રથાદિક. ૪૩ માતાએ આપેલો બોધ બાળકને સજડ અસર કરે છે ને વિષે કહે છેઃ માતામુખનું છ—રપ૫૮ છેં. ૪૪ નિર્મમત્વ—મમતારહિત.

વલણ.

લહે ગોવિંદ બાળમુકુંદ જે, તે તરે ભવાબ્ધિ જાણ રે;
વળી મદાલસાએ પ્રસવિયો, એક બીજો સુત નિરવાણ રે. ૪૮

## કડવું ૭૯ મું.

રાગ મારૂ.

પ્રસવ્યો બીજો પુત્ર મદાલસાએ, જાણી ઋતુધ્વજે વાત;
વન ગયાનો શોક તે વીસર્યો, થઇ પ્રફુલ્લિત જાત. ૧
કેટલાક દિન વીત્યા પછી તેણે, પુત્રનું પાડ્યું નામ;
રમ્ય બાહુવાળો બાળ રમે અતિ, હરિ રૂપે કોટિક કામ. ૨
રૂડા બાંહુ માટે નામ સુબાહુ, પાડ્યું નૃપે નિરવાણ;
તવ મદાલસાએ હાસ્ય કર્યું વળી, પણ સમજ્યો નહિ સુજાણ. ૩
તેથી નારીએ નિશ્ચય કીધો, કરવો એને જોગી;
પછે હુલાવવા ફુલાવવા મિષે, નારે કર્યો નીરોગી. ૪
વિક્રાંતને આત્મતત્વ જણાવ્યું, તેવું ભણાવ્યું આને;
બ્રહ્મજ્ઞાની સુબાહુ હવો તે, પિતાને શે માને ? ૫
માતપિતા નહિ બ્રહ્મજ્ઞાનીને, થાય એમના એમ !
તેવો સુબાહુ થઇ ગયો જ્ઞાની, વન વશી ધાર્યો નેમ. ૬
બોધ ઋતુધ્વજનો નવ માન્યો, તે રહ્યો કર ધરી;
મહાદીન મનથી થયો રાજા, નાર ઉર ઉલ્લસી. ૭
પ્રફુલ્લિત પદ્મમાં બિંદુ પડતાં, વાર ન થાયે જેમ;
મદાલસાએ વળી ગર્ભ ધર્યો છે, તે વેળાએ તેમ. ૮
કંઇક રાજાનું વળી મન માન્યું, જુઓ ભૂલવણી કેવી !

---

૨ રમ્ય—રમણિક. ૪ નીરોગી—સંસાર રૂપી રોગરહિત. ૬ થાય——ઉપજે. ૭ ઉલ્લસી—હરખી ( પોતાનું ધાર્યું થવાથી ).

જતા કે મરતા જુએ છે જાતે, તોય આશા ડુંગર જેવી. ૯
પૂરે માસે પ્રસવ થાતાં, જણિયો રાણીએ સુત;
રાજા રીઝી તેને જોવા આવ્યો, માની મોટું અદભુત ! ૧૦
જોષી કે' મહાપરાક્રમી થાશે, તેથી પાડ્યું પિતાએ નામ;
શત્રુમર્દન શોભિતું સારૂં, નામે અરિ નમે ઉદ્દામ. ૧૧
તે સાંભળી મદાલસા નારી, અટ્ટહાસ્ય કરી હસતી;
પણ નગારખાને પીપુડી રવની, ગણના કોને વસતી ? ૧૨
એમ ખરાકેરી અવગણના લખી, પ્રબોધ્યો પત્નીએ પુત્ર;
તેણે નિષ્કામ નર તે નૌતમ નીવડ્યો, ભાન્યું ભૂપઘરસૂત્ર. ૧૩
લૈકિક કાર્યે કે પરલોકે, ભોગયોગ્ય નહિ તેહ;
તેવું કાંઇ તે સુતે સાધ્યું, થઇ માતથી નિઃસંદેહ. ૧૪
વને જઇ વપુ દમવા લાગ્યો, ગયો પૂઠે ઋતુધ્વજ રાજ;
કવણ માત ને તાત કવણ છે, એવું બોલ્યો સુત તજી લાજ. ૧૫
ઘણા ઉપાય કર્યા નૃપતિએ, પણ તે નવ આવ્યો પાછો;
જેના જન્મોજન્મનો રોગ ગયો, તેને લેવો શો પડે લાછો ! ૧૬
હારી થાકી પિતા ઘેર આવ્યો, નિઃશ્વાસ નાખી બેઠો;
મદાલસા મન મગ્ન અતિશે, તેણે દેહમાં અતનુ પેઠો. ૧૭
વળી સગર્ભા થઇ તે નારી, ત્યારે રાયે વિચારી મત્ય;
ચોથો ચોક પૂરે હવાં નિશ્ચે, એવી વાધી આશા અત્ય. ૧૮
જેનું મુએલું માણસ જીવ્યું, તેની આશા હોય કેવી !
અનુપમ અવિધારી કે'વી, નહિ ડુંગર જેવી તે દેવી. ૧૯

---

૧૪ નિઃસંદેહ—( પુત્રનું વિશેષણ ). ૧૬ લાછો—અગ્નિથી શેક કરવાનો એક ઉપાય. ૧૭ અતનુ—કામ. ૧૯ તે દેવી—આશા દેવી.

તે આશાને વધારે એવો, સાંભળિયો વળી શબ્દ;
મદાલસાએ પુત્રજ જણિયો, સુણી મન થયું લબ્ધ. ૨૦
વધામણિયો વેંચાઇ પુરમાં, ચોથો પૂરશે ચોક;
આનંદોત્સવ ગૃહગૃહ થાતો, નૃપમન શોકાશોક. ૨૧
એ રહે તો વધામણી વારૂ, નહિ તો વધાઇ દુઃખની;
જંગલમાં જોગી થઇ જાયે, તો આશા શી સુખની ! ૨૨
એમ તર્કતુરીએ ચઢી નૃપ, આવ્યો સુતને જોવા;
રૂપે રુડ લાગી રાજાને, નામ પાડું હશે જે હોવા. ૨૩

વલણ.

હું નામ પાડું નિશ્ચે હવાં, એવે મદાલસા હસતી લહી રે;
તે કારમું કૌતક નૃપને લાગ્યું, જે વિપ્રજન વરણે સહી રે. ૨૪

## કડવું ૮૦ મું.

રાગ ગોડી.

હસતી પ્રિયાને જોઇ રાજા, બોલ્યો મન ધરી મરજાદા;
નારી જ્યારે પાડું હું પુત્રનું નામ, ત્યારે તું હાસ્ય કરે વરવામ. ૧
તેનું કારણ કે' કામિની, તને રૂચે ન શું ભામિની?
મેં પાડ્યું વિક્રાંત એકનું નામ, સુબાહુ બીજાનું અભિરામ. ૨
ધર્યું શત્રુમર્દન તૃતિયાભિધાન, તેને આપે ન તું શે માન;
અભિરામ નામ ક્ષત્રી યોગ્ય, શું તે લાગ્યાં તને અયોગ્ય? ૩
અહો ભદ્રે ! જો તે નામ, લાગે અસત્ કે ઉદ્દામ;
તો આ ચોથા તનુજકેરૂં, ધરચ નામ તું કાંઇ અનેરૂં. ૪

---

૨૧ શોકાશોક—શોક અને અશોક બન્ને વાનાં. ૪ અસત્—ખોટું.

તારા હસવાનું કારણ જેહ, મુને લાગેછે કંઇ એહ;
મદાલસા કે' હે મહારાજ, તમ ઇચ્છિત કરવું કાજ. ૫
એહ ધર્મ મારો નિરવાણ, પાળું આજ્ઞા આજ સુજાણ;
આપના જે ચોથો સુત, થશે મતિમાન અદ્દભુત. ૬
થશે ધર્મજ્ઞ મોટો જ્ઞાની, કહું કર્મની વાત હું છાની;
એવો ગુણીયલ જોઇને રાય, 'અલર્ક' નામ ધરૂં સુખદાય. ૭
એહ નામની વ્યાપ્તિ થાશે, ગુણ અલર્ક નામે ગાશે;
એવું અર્થવિહોણું નામ, બોલી એકાએકે વામ. ૮
અસંબદ્ધ ને કર્ણકઠોર, લાગ્યો નૃપને નામનો સોર;
તે સુણી હસ્યો ભૂપાળ, પછે બોલ્યો તે તતકાળ. ૯
ભામિની મારા સુતનું નામ, શું પાડ્યું અલર્ક એવું આમ!
એનો અર્થ શો ને એ શુંય, તે તો કહે ન સમજ્યો હુંય. ૧૦
મદાલસા કે' કાલ્પનિક એહ, નામ પાડ્યું આવ્યું ઉર જેહ;
માત્ર વ્યવહારઅર્થે નામ, જગત ઓળખે એને સ્વામ. ૧૧
એ નામશબ્દ ચાલે વ્યવહાર, બીજો નામ વિષે નવ સાર;
નથી મારા પાડેલા નામમાં અર્થ, એમ આપ કહો સમર્થ. ૧૨
તો તમારાં પાડેલાં અભિધાન, નથી અર્થવાળાં મહાન;
તે સર્વે સમજાવી ભાખું, તમે પાડ્યાં તે મોટાં દાખું. ૧૩
સુધી સમજણવાળા જેહ, કેવો માને આત્માને તેહ;
સમજાવું તેહ હું આજ, એકે ચિત્તે સુણો મહારાજ. ૧૪
સર્વ વ્યાપી આત્મા નિરવાણ, જેનાં શાસ્ત્ર પૂરે પ્રમાણ;

૭ અલર્ક—હડકાયો કૂતરો. ૮ અર્થ વિહોણું—અર્થાત્ સારા અર્થ વગરનું. ૯ અસંબદ્ધ—સંબંધ વગરનો. કર્ણકઠોર—કાનને કઠોર લાગે એવો.

'ક્રાંતિ' શબ્દના અર્થ કહિયે,'જવું એક સ્થળથી બીજે લહિયે.'૧૫
તેની આગળ 'વિ' મૂકી જ્યારે, વિશેષ એવો અર્થ થયો ત્યારે;
સહુ મળી થયું વિક્રાંત, તેનો અર્થ કહું મહાંત. ૧૬
એક દેશથી બીજે જનાર, એવો અર્થ તમારા નામનો સાર;
કિંતુ દેહનો ઇશ્વર આત્મા, સર્વત્રગામી તે પરમાત્મા. ૧૭
વ્યાપી રહ્યો તે વિશ્વમાંય, તે એકથી બીજે જાય કયાંય ?
એમ એક સ્થળેથી બીજે સ્થળ, ગતિકરવાનું લાગે ન બળ. ૧૮
અસંભવ દોષ દર્શે ધવ એમાં, વિક્રાંત સંજ્ઞા માની તેમાં;
મારું તો માનવું એવું છે સ્વામ, વિક્રાંત અર્થ વિનાનું નામ. ૧૯
પાડ્યું બીજા પુત્રનું તમે નામ, જોઈ બાહુ તેના અભિરામ;
તેને સુબાહુ સંજ્ઞા આપી, તેને શકો ન સ્વામી થાપી. ૨૦
આત્મા અમૂર્ત કહે વેદ, તેણે થાય રાખી સંજ્ઞા છેદ;
નિરાકારને શાના હાથ? નામ ધરતાં ન સૂઝ્યું નાથ! ૨૧
તમારા ત્રીજા પુત્રનું અભિધાન, પાડ્યું શત્રુમર્દન મા'ન;
તે પણ અર્થસંબંધે વિહીન, એવાં રૂચે નામ શે દીન. ૨૨
એનો અર્થ કરી હું ભાખું, ખોટું પાડેલું નામ આખું;
છે સર્વ દેહમાં આત્મા એક, દર્શે દેહપણે વ્યતિરેક. ૨૩
પછે શત્રુ ને મિત્ર કોણ, આવી ભૂલવણી જોઇ ઓણ;
મળી ભૂતને ભૂતનો જથો, એક થાય કે નહિ તે કથો. ૨૪

---

૧૫ રાજાએ પાડેલાં નામોનું મદાલસા ખંડન કરે છેઃ સર્વે ઇ૦–૨૫૯ છે. ક્રાંતિ શબ્દનો અર્થ કહે છેઃ જવું ઇ૦–એક સ્થળથી બીજે સ્થળ જવું તે ક્રાંતિ. ક્રાંતિકર્મવાળો તે ક્રાંત.

૧૯ અસંભવ દોષ–' અસંભવ ' એ નામનો દોષ. ધવ–હે સ્વામી!
૨૦ તેને ઇ૦—ને નામને પણ તમે સ્થાપી શકવાના નથી.

૨૧ રાખી સંજ્ઞા—રાખેલું નામ. ૨૩ દર્શે ઇ૦—તે માત્ર દેહપણાની ભ્રાંતિને લીધે વ્યતિરેક ( અર્થાત્ જૂદો ) દર્શે છે. વસ્તુતઃ તો એકજ છે.

એકત્ર થાય કો'ની એવું, સંયોગ વિયોગનું પદ લેવું;
ઉપજે ને મરે પંચભૂત, નથી એ માંહી અદ્દભુત. ૨૫
કિંતુ અમૂર્ત આત્મા જેહ, તે અવિનાશી છે નિઃસંદેહ;
કદા એમ કહો તમે સ્વામ, ષડ્‌રિપુ-સુત જીતે મહાનામ. ૨૬
એમ લઇ સાર્થક નામનું ધારો, તેના મોહ તમે નિવારો;
તેનું કારણ કહું છું હુંય, નવ લાગે જૂઠાને શુંય. ૨૭
ષડ્‌રિપુ આત્માથકી છે ભિન્ન, તેમ એ ભાવ છે દેહે છિન્ન;
આત્મા તેના નાશ વિષે નિરવાણ, નવ પ્રવર્તે વેદ પ્રમાણ. ૨૮
એમ વિચારતાં છેલ્લું નામ, થાય અર્થરહિત મારા સ્વામ;
એવાં અર્થ રહિત જોઇ અભિધાન, નામ પાડવા કર્યું અનુમાન.૨૯
વ્યવહાર અર્થે અર્થાદિ રહિતા, અસત્ નામની ગાઇ તમે ગીતા;
ત્યારે મારૂં અલર્ક નામ શું ખોટું, વ્યર્થ દૂષણ દ્યો શે મોટું! ૩૦
રાજાએ રાણીનું જોઇ જ્ઞાન, તેના વદવાને આપ્યું માન;
વારૂ તારૂં પાડેલું પૂરૂં નામ, અમે માનીશું મોટું વામ! ૩૧
અલર્ક મારા કુળનો એક, જોઇએ રાખે કેવો વિવેક;
એમ કહી રાજા ઊઠી જાય, મદાલસા મન મકલાય. ૩૨
નિત્ય પુત્રને દે શિક્ષાય, કહી આત્મબોધ કથાય;
તે એકદા સુણિયું રાય, રીને કે' આ શું કે'વાય! ૩૩
છું મૂઢમતિ તું મહિલાય, આવું કૃત્ય તારાથી થાય!!
મારા ત્રણપુત્ર કાઢ્યા વનમાંય, મોકલવો આને પણ ત્યાંય? ૩૪
દુષ્ટ પ્રબોધ દે તું ક્યાંય, નસંતાન કરવા બેઠી આંય!

---

૨૬ શત્રુમર્દન નામનું ખંડન કરીને વળી વિકલ્પ કરે છે– શંકા ઉઠાવે છેઃ કદા ઇ૦—કદી તમે એમ કહેશો કે એ પુત્ર ષડ્‌રિપુ (કામાદિક શત્રુ)-ને જીતે એવો છે માટે તેનું નામ મેં શત્રુમર્દન રાખ્યું છે. ૨૮ તેમ ઇ૦—તેમ એ ભાવ (કામાદિક) દેહથી પણ છિન્ન (જૂદા) છે.

જો તું મારૂં ઇચ્છે સારૂં, તો છોડય કુટિલપણું તારૂં. ૩૫
ગણે વેણ માનવા યોગ્ય મારૂં, તો એક વિનતિ ઉચ્ચારૂં;
આને પ્રવૃત્તિપથનો દ બોધ, આત્મજ્ઞાનનો કરી શોધ. ૩૬
કર્મમાર્ગનો લાગ્યે પ્રબોધ, ભૂલશે આત્માનો શોધ;
એથી કર્મસમુચ્છેદ અટકશે, ત્રાણ જેવો નહિ ફટકશે. ૩૭
પ્રિયા! પિતૃ નહિ ભટકશે, ઉંધે શિરે નહિ લટકશે;
કેટલાક પિતૃઓ પિતૃલોક, કેટલાક સુરલોકે અશોક. ૩૮
કેટલાને તિર્યક્ભાવ રોકે, એમ વસે દુઃખી સુખી ઓકે;
સુરલોકે રહ્યા પિતૃ જેહ, આહુતિએ તરપે તેહ. ૩૯
પિતૃતર્પણ પિતૃલોકે, તૃપ્ત થાયે આવી અશોકે;
નરકે પડિયા પિતૃદેવ, ત્રિપિંડપ્રદાને સુખી એવ. ૪૦
જે પિતૃ પામ્યા મનુષ્યપણું, કે ભૂત થઇ ભટકે ઘણું;
પુણ્ય કે પાપે હોય યુક્ત, ભૂખ્યા કે દીનતા સંયુક્ત. ૪૧
વા પડી કંઠે કાચકી તરસે, જીહ્વા તાળવે તેણે સ્પરશે;
એવાં એવાં અનેક દુઃખ, પિત્ર પામતા હોય પ્રમુખ. ૪૨
તેવાને કર્મમાર્ગાસક્ત, પિંડપ્રદાને કરતા રક્ત;
ઉદકપ્રદાને પણ તરપે, સુત કર્મી હોય તે અરપે. ૪૩
અહો અભિરામ ભૃકુટિવાળી, મદાલસા મારી કાલી;
વળી કર્મ આચરનારથી શુંય, થાય તે કહી દાખું હુંય. ૪૪
થાયે દેવની સેવા સારી, અતિથિ પૂજા અવિધારી;
એ કેવાં મોટાં બે કાર્ય, જે ભૂલે તે હોય અનાર્ય. ૪૫

---

૩૫ કુટિલપણું—વાંકાપણું. ૩૬ પ્રવૃત્તિપથ—પ્રવૃત્તિમાર્ગ. ૩૭ કર્મસમુચ્છેદ—કર્મનો નાશ. ૩૯ તિર્યક્ભાવ-પશુપણું. ઓકે—વાસ સ્થાનમાં.

૪૩ કર્મમાર્ગાસક્ત—કર્મમાર્ગમાં આસક્ત. રક્ત—પ્રીતિવાળો. ઉદકપ્રદાને—જળની અંજલિ આપીને. કર્મી—કર્મ માર્ગવાળો.

નર ધારી ન શકે ઉત્સાહ, કરવા સ્વય બળે નિરવાહ;
સુર નર પિતૃ ને પ્રેત, ભૂત ગુહ્યક પક્ષી સમેત. ૪૬
કૃમિકીટ સર્વેની સાથ, જીવનવૃત્તિ ચલવે મહાકાય;
માટે માનિની મૃગનયણી, થઈ ક્ષત્રીસમૂહસુખદયણી. ૪૭
મારા કુળનાં સુતને કામ, શીખવ્ય રામા અભિરામ;
તન્વંગિ ! જે કરવા જોગ, તે મારા સુતને શીખવ્ય ભોગ. ૪૮
જે આ લોકે ને પરલોકે, વળી ફળ આપે સર્વે ઓકે;
તેવું સુતને શીખવ્ય નારી, માની આ વારકી વિનતિ મારી. ૪૯
જોઈ સ્વામીની એવી ગતિ, બોલી મદાલસા મહામતિ;
સ્વામી સૂઓ જઈ નિરાંતે, ભમશો નહિ ભૂલી ભ્રાંતે. ૫૦
જેવી ઇચ્છા મનમાં આવી, તેવું થાશે સુતનું ભાવિ;
સુણી એવું વેણ ભૂપાળ, આનંદી વળ્યો તતકાળ. ૫૧
સ્વામી ગયા પૂઠે તેણે, સુત સમજાવા માંડ્યો વેણે;
પછે ઉલ્લાપન વિષે મહિલા, પ્રબંધ કરવા લાગી ઢીલા. ૫૨
નારી કે' પુત્રનું લઇ નામ, તારી પૂર્ણ થાઓ જયકામ;
કરવા સુહૃદ પર ઉપકાર, વૃદ્ધિ પામો બાળકુમાર. ૫૩
અરિગણનો કરવા નાશ, બાલુડા થાઓ પ્રકાશ;
મારો સ્વામી ને તારો પિતા, કરચ રંજન હે શોભિતા. ૫૪
શુભ કર્મ કરી થા ધર્મી, રખે કોઇ કહે અકર્મી;
ધન્ય સુત તને છે ધન્ય, શુભ કર્મકેરો થા જન્ય. ૫૫
શત્રુ માત્રનો કરી ક્ષય, ધનસંગ્રહનો શીખ્ય નય;
થા તું પૃથ્વીપાલનહાર, તેણે સુખ ભોગ મળે નિરધાર. ૫૬
મહીપ થઇ પૃથ્વી જે પાળે, સુત સુરપણું તે ભાળે;

---

૪૬ ગુહ્યક—એ નામનો ઉપદેવ. ૫૫ જન્ય—પ્રવર્તાવનારો. ૫૬ નય—નીતિ.

પર્વે પર્વે ભૂદેવો તરપી, ઇષ્ટ બંધુને અવનલું અરપી. ૫૭
થજે સુખી પરને કલ્યાણે, દીનનું હિત મનમાં આણે;
પરસ્ત્રી પાળી સમી જાણી, કરજે નિવૃત્તિ મનસા વાણી. ૫૮
અનેક યજ્ઞો યજી સંતુષ્ટ, કરજે દેવ સમૂહને પુષ્ટ;
પંડિત દ્વિજને દેજે ધન, તારે આશ્રે રહ્યા પાવન. ૫૯
સ્વ સ્ત્રીશું કરી કામકેલી, લેજે મન તેનું તું મેળી;
કરીશ શત્રુસમૂહ પરજય, થાશે સર્વત્ર તારો ઉદય. ૬૦
બાલ્યવયમાં રીઝવ્ય બંધુ, મારી કૃપાએ પામીશ સંધુ;
કુમારાવસ્થામાં થઇશ ન કામી, ગુરૂઆજ્ઞા શ્રેજે શિરનામી. ૬૧
ભણી ગુરૂને કરજે રાજી, ગાયે ગુણ તારા ગાજી ગાજી;
યુવાવસ્થા પામી તું પૂરી, માણજે મહિલા મધુરી. ૬૨
સત્કુળમાં જન્મેલી શુદ્ધ, ન થઇશ તેવી નારી પર ક્રુદ્ધ;
તેના મનને આનંદ દેજે, વૃદ્ધપણે વૈરાગ્ય લેજે. ૬૩
વશી વનમાં મુનિ રીઝવજે, કહ્યું એવું મને ઋતુધ્વજે;
રાજ્યકાજ કરતાં સગાં સહુને, આપજે આનંદ જન બહુને. ૬૪
અહો ભ્રાત ! સાધુ રક્ષણ, નવ ચૂકીશ અધક્ષણ;
પૂજજે યજ્ઞે સુર સર્વ, રણે અરિનો ટાળજે ગર્વ. ૬૫
દુષ્ટ પુરૂષને તું દમજે, દ્વિજ સુરભિ રક્ષણે ભમજે;
તેનું રક્ષણ કરતાં આવે મોત, ક્યાં ન બાજ સા'યે કપોત ! ૬૬

વલણ.

બાજ ન સા'ય કપોત ક્યાં, ઇમ જમડા લે જીવ રે;
જન પ્રેમાનંદ વર્ણવે, થઇ ગ્રહસ્થ ભજવા શિવ રે. ૬૭

---

૬૬ સુરભિ—ગાય.

## કડવું ૮૧ મું.

### રાગ ધનાશ્રી.

જડ કે' સુણો જનક ભૂદેવ જી, ધર્મને કે' નારદ એવ જી;
એમ નિત્ય મતિ કરે નારી જી, હુલાવવા મિષે અવિધારી જી. ૧

ઢાળ.

અવિધારી એવું નારી, શીખવે સુતને વિધાય;
તે ઉપદેશ દે નિત્યે એવો, અલર્ક વધતો જાય. ૨
બળ બુદ્ધિ વય વાધે તેનાં, ગોટો દિન દિન થાય;
બુદ્ધિમંત થયો તે બાળક, રીઝયો જોઈ રાય. ૩
ઇમ દિન જતાં નૃપકુંવર પામ્યો, કુમારપણું જાણ;
ઉપવીતાદિ સંસ્કાર કર્યા પછી, થયો અલર્ક સુજાણ. ૪
ત્રણ ભાઈકેરી વારતા જાણી, જાણ્યું માએ પમાડયો મોક્ષ;
તવ હેત ધરીને પૂછવા લાગ્યો, શું જનની અધોક્ષ ? ૫
પાગે લાગીને બોલ્યો આવું, માતા કરૂં હું નમસ્કાર;
મારા ઉપર કૃપા કરી કે'શો, ઇહપરલોકનો સાર. ૬
કયી વિધે અહીં ને તહીં પામું, સુખ શાંતિ આરોગ્ય;
આ લોકે કર્તવ્ય કે' મારૂં, જયમ ટળે ભવનો રોગ. ૭
ઋતુધ્વજ સંતાઇ સાંભળે, અબળા આજ્ઞા માને મારી!
ચાતક જેવી જળની તૃષ્ણા, તેવી વાણી નારીની ધારી. ૮
હે પ્રભુ સન્મતિ નારીને દજે, ન સુતને કરે જોગી;
હવાં ન આશા સુત જન્મ્યાની, થાશે પિત મારા વિયોગી. ૯

---

૧ જનક—પિતા. ૫ શું ઇ૦—હે જનની ! અધોક્ષ ( અધોક્ષજ—ઇશ્વર ) તે શું ? ૬ ઇહપરલોકનો—આ લોકનો અને પરલોકનો.

પિતૃઓ પણ પિંડને કાજે, ટગમગ જોતા ઊભા;
વરાંગી વેણ રૂચતું ભાખો, વદો વદો હે શુભા ! ૧૦
પુનઃપ્રણમી માતને બોલ્યો, આઇ કરો ઉપકાર;
મદાલસા કે' સાંભળ શાણા, સુખ શાંતિ કહું આ વાર. ૧૧
જે નૃપકુંવરને રાજ્ય ગાદી—પર થયો હોય અભિષેક;
તેણે ધર્મને બાધ ન આવે, ( તેવો ) ધરવો ધન્ય વિવેક. ૧૨
પ્રથમ પ્રજાની પ્રીતિ મેળવવી, પછે વ્યસનસપ્તક તજવું;
રાજ્યમંત્ર ગુપ્ત રાખવા શીખવું, ભજતા નરને ભજવું. ૧૩
શત્રુથકી રક્ષણ કરવું સુત, મંત્ર ન જાણવા દેવો;
(જેનો) મંત્ર પ્રસર્યો તે નહિ રાજા, જાણો બીજા જન જેવો. ૧૪
જેમ દોષવાળે વાંકે રથ બેઠે, પામી ભગ્નપણદોષ;
નાશ થાયે તે નરનો નિશ્ચે, પામે અરિ સંતોષ. ૧૫
તેમ રાજ્ય મંત્રભેદ બાહેર પડતાં, ભાંજે રાજાનાં અષ્ટાંગ;
સ્વામી અમાત્ય સુહૃત કોશે, રાષ્ટ્રે ન દર્શે સાંગ. ૧૬
દુર્ગ સૈન્યે પ્રજાએ પુરવતે, નિશ્ચે થાયે નાશ;
ભેદ કર્યે શત્રુ થયો દોષિત, કે નહિ દૂષણ આશ. ૧૭

---

૧૩ વ્યસનસપ્તક- સાત વ્યસન. એ સાત વ્યસન વિદુરે કહેલાં છેઃ — " स्त्रियोक्षामृगयापानंवाक्पारुष्यंचपंचमम् ॥ महच्चदंडपारुष्यमर्थदूषणमेवच " અર્થ—" સ્ત્રિયો, પાસા, શિકાર, મદ્યપાન, કઠોર વાણી, કઠોર શિક્ષા, દ્રવ્યની હાનિ કરવી, એ સાત વ્યસન તજવાં. ૧૩ રાજ્યમંત્ર—રાજ્ય સંબંધી મસલહત.

૧૫ દોષવાળે—ખોડીલે—ભગ્નપણુ—ભાગવાપણાનો. ૧૬ રાજ્યનાં આઠ અંગ કહે છેઃ સ્વામી ઈ૦—સ્પષ્ટ છે. સ્વામી—રાજા. અમાત્ય—પ્રધાન. સુહૃત—મિત્ર. કોશ—ભંડાર. રાષ્ટ્ર—દેશ. દુર્ગ—કિલ્લો.

૧૭ ભેદ ઇ૦—શત્રુએ ભેદ કર્યાથી અમાત્ય દૂષિત થયો છે કે નહિ તે જાણવાને ચારને ( ગુપ્ત દૂતને ) મોકલીને અમાત્યનો તપાસ કરવો.

તે અમાત્યનો ચારને મોકલી, કરવો ગુપ્ત તપાસ;
તેમ શત્રુના ચાર ફરે ક્યાં, જોવો તેનો નાસ. ૧૮
કયો વિધિ તે જાણવા આવ્યા, તે શોધી કાઢવું યત્ને;
નૃપે ન મિત્ર મારો ગણવો, પ્રમાણિક ન પૂર્ણ પ્રયત્ને. ૧૯
કુટુંબી બંધુજન ઉપર, કદી ન કરવો વિશ્વાસ;
કિંતુ કાર્ય પ્રસંગે શત્રુનો પણ, વિશ્વાસ કરવો ખાસ. ૨૦
તે પણ ક્યારે કે કાર્યની સિદ્ધિ, થવાનો નિર્ણય હોય;
ત્યારે એ સહુ કરવાને કહ્યું, શાણા સમજ સોય. ૨૧
નીતિજ્ઞનૃપે જાણવા નૈણે, ક્ષય સ્થાન વૃદ્ધિ ત્રિવર્ગ;
તેહ-ક્રિયા તે ગણી બતાવું, સમજ શાણા સર્ગ. ૨૨
આટલી લક્ષ્મી મૂળ હતી તે, વાધી આટલી આજ;
ક્ષય થઇ ગઇ આટલી શાથી, વિચારવું એવું રાજ. ૨૩
આટલી પ્રજા મારી પોતાની, ઘટી આટલી તેમાંથી કેમ;
આટલી વાધી હવાં વધે શે, (એ) જાણવો નિત્યે નેમ. ૨૪
ષાડ્ગુણ્ય વળી રાજાએ શીખી, જાણવું તેનુ સ્વરૂપ;
કામાસક્ત ન થાવું કદાપિ, વિષયછંદી ન થાવું ભૂપ. ૨૫

---

૧૮ નાસ—તજવીજ. ૨૦ કિંતુ—પણ. ૨૨ નીતિજ્ઞ—નીતિ જાણનાર.

૨૫ ષાડ્ગુણ્ય—છ ગુણોનો સમુદાય. " संधिविग्रहयानानिचासनंद्वैधमाश्रयः " ૧ સંધિ-શત્રુ અને તેને જીતવા ઈચ્છનાર રાજાનું વ્યવસ્થાવડે ઐક્ય કરવું—સલાહ કરવી. ૨ વિગ્રહ—શત્રુને જીતવા માટે લડાઇનું કહેણ. ૩ યાન—શત્રુના ઉપર ચાલી નીકળવું. ૪ આસન—પોતાનો સમય ( લાગ ) આવે ત્યાં સુધી છાનામાના બેશી રહી કાલપ્રતીક્ષા કરવી. ૫ દ્વૈધ-અથવા દ્વૈધીભાવ-સ્વાર્થસિદ્ધિને માટે લશ્કર આદિકના વિભાગ કરવા ( કુલુકભટ્ટ એમ કહે છે), અથવા વાચિક સમર્પણ કરવું. ૬ આશ્રય—કોઇ બળવાન રાજાને આશરે જઇ રહેવું. એવું ષાડ્ગુણ્યનું સ્વરૂપ છે તે રાજાએ શીખવું.

અવનિપતિએ અરિની સાથે, કરવો પછે વિરોધ;
સ્વમાનસ જીતાયું જાણી, વળી દુષ્ટ ઇંદ્રીને રોધ. ૨૬
પછીથી મંત્રી સ્વાધીન કરવા, સેવક કરવા તેવા;
પ્રીતે પાળી પ્રજા વશ કરવી, પછે શત્રુની કરવી સેવા. ૨૭
જો એટલુ કર્યા વિણ રાજા, અરિશુ લઢવા જાય;
નીતિશાસ્ત્રમાં એમ કહે છે, તે નૃપ ખત્તા ખાય. ૨૮
માનસ ઉપર જય મેળવતા, પેંલવેંલો સુત જેહ;
અરિગણથી સદાય તે રે', થઇ સુત નિઃસંદેહ. ૨૯
આત્માના શત્રુ કામાદિક જે, તે જીતવા દઢ મન;
જેણે તે જીતી વશ કીધા, જાણ્ય પામ્યો તે જય ધન. ૩૦
જે નૃપ એ અરિએ જીત્યો, તે થાવાનો નિશ્ચે નાશ;
તે ષડ્ અરિ હું ગણી બતાવું, જે વસે સર્વાવાસ. ૩૧
કામ લોભ ક્રોધ મદ માનો, માન મોહ ષડ્ એહ;
અંતરઅરિ એ મહાનાશકારી, જાણો નિઃસંદેહ. ૩૨
આસક્ત માદ્રીમાં પાંડુનૃપ; થાતાં જાગ્યો કામ;
તે અતનુઅરિએ જીવ લીધો ઝટ, રમી ગયા કટ રામ. ૩૩
અનુ-હ્રાદ ક્રોધ કરી અતિ, હણિયો વા'લો સુત;
છે એ અરિ કાંઇ જેવો તેવો, ક્રૂર અને અદ્ભુત. ૩૪
લોભે લક્ષણ સર્વ ખોયાં, ઐલ ભૂપાળ મહાન;
અંતે જાતે મરવુ પડિયું, સહુએ સાંભળ્યું કાન. ૩૫
મદે મદમત્ત થયો વેન જોઇ, વિપ્રે માર્યો ભૂપ;

---

૩૩ કામાદિકે કોનો નાશ કર્યો છે તે દૃષ્ટાંત બતાવે છેઃ આસક્ત ઇ૦—રપષ્ટ છે. માદ્રી—પાંડુની પત્ની. અતનુઅરિ——કામરૂપી શત્રુ. ૩૪ અનુ-હ્રાદ—એ નામના રાજાએ. ૩૫ ઐલ—એ નામનો રાજા.

જેમ હસ્તીઓએ સિંહને માર્યો, રાંક કરીને ૩૫. ૩૬
માનથી અનાયુપ્રાસૂનુ બલી, મહાદુ:ખ પામી મરિયો;
વશી રહી ઇમ અરિ પ્રત્યેકે, છાની છપની છરિયો. ૩૭
પુરંજયે હર્ષાવેશે પડી, ખોયો પ્રૌઢો પ્રાણ;
એમ એકેકે છ જણ માર્યા, હોય ઘણા ત્યાં શી હાણ ! ૩૮
ખસ્યો ન વેગળો એ વૈરીથી, તે નરકે ગયો નિરવાણ;
ઇહ પરલોકમાં દુ:ખી થઈને; જાણ થયો અજાણ. ૩૯
મહામોટે મરૂતે જીત્યા ષટ—અરિ આત્મવિરોધી;
જગત સકળ વશ વરત્યું તેને, ષટરિપુ માર્યે શોધી. ૪૦
એવી વાતો વિચારી વીર, જીતવા છ રિપુ જાણ;
એમ કર્યે વર નરવર થાશો, થાશો પૂર્ણ પ્રમાણ. ૪૧
હવાં રાજાએ કયા પ્રાણી સમ, આચરણ રાખવાં સાર;
તે તુજને હું કહી સંભળાવું, કર્યની વીર વિચાર. ૪૨
કાક કોકિલા મૃગ ભૃંગ ને, સર્પ મયૂર કુક્કુટ;
હંસ અજનાં લક્ષણ શીખવાં, વળી ભરવાં કર્ણપુટ. ૪૩
એ પશુ પંખીથી ગુણ કેવા, લેવા તે કહું સુત;
વિશ્વાસવિહીન કાકની પેરે, થાવું પૂરા પૂત ! ૪૪
સાવચેત રહેવું સર્વ કાળે, જેવો કાક તું ભાળે;
સમય પરત્વે મધુર વદિતા, કોકિલા સંભાળે. ૪૫
તેવા મીઠાબોલા થાવું, વળી સાધવો પરથી અર્થ;

---

૩૬ વેન—પૃથુનો પિતા; રાજા. ૩૭ અનાયુપ્રાસૂનુ—અનાયુષા નામની માતાનો પુત્ર બલી. ૩૮ પુરંજય—એ નામનો રાજા. ૩૯ ઇહ—આ લોક.
૪૦ મરૂત્ત—એ નામનો રાજા. ૪૩ કુક્કુટ—કૂકડો. અજ—બકરો. કર્ણપુટ—કાન રૂપી પડિયા. ૪૪ વિશ્વાસવિહીન-વિશ્વાસ વગરના. પૂત—પુત્ર ! ૪૫ વદિતા—વાણી.

જ્યમ કોકિલા જાયે ને કાગડી પાળે, સમજય એમ સમર્થ. ૪૬
વિવિધ વિષયોકેરા સ્વાદી, ભૃંગના જેવા થાવું;
ત્યાગ કરવો કાર્ય સરેથી, જ્યાં તે હોય ત્યાં જાવું. ૪૭
પણ ન સંલગ્ન તેમાં થાવું, વળી સારગ્રાહી થાવું કેવા;
મધુકર જ્યમ મકરંદગ્રાહી, વીરા થાઓને તેવા. ૪૮
મૃગગણ જેમ સમૂહે રે'તો, સત્ય સમુદાયે વસવું;
સ્વતંત્રપણે ન એકલા ફરવું, બને હસવાકેરૂં ખસવું. ૪૯
દોષકારજ વિણ સર્પ ન કરડે, રાખે પણ ફુંફવાડો;
તે ગુણ તેના માંહીથી લેવો, આચરવો જોઇ આડો. ૫૦
ઉંદિર ખોદી મરે અવનિને, ભોરંગ થાયે ભોગી;
તેમ રાજાએ કરવું નિશ્ચે, જો રે'વું આરોગી. ૫૧
પરમાંત પચાવી પડિયો, ધણી થઇને રીઝયો;
જો સત્તા હોય તો તે લેવો, છો અરિ જાયે સીઝયો. ૫૨
હવાં કળાધર કળાકેરો, કરે સંકોચ વિકાશ;
રણમાં રાજાએ સૈન્યકેરો, કરવો એમ પ્રકાશ. ૫૩
મહામનોહર પીંછને, સંતાડી રાખે મોર;
માદાને સ્વાર્થે દેખાડે, મુખ કર્યા વિણ સોર. ૫૪
સૈન્યનું સારાપણું તેવું, રાયે રાખવું જાણ;
સમય પડયે શત્રુસ્રીને તે, જણાવવું નિરવાણ. ૫૫
નિરાળાં નીર દુગ્ધને કરતો, રાજહંસ જે પેર;
ગુણ દોષના ગ્રાહી તેવા થઇ, નૃપે લેવું વેર. ૫૬
કુકકુટની પેર જાગ્રત થાવું, વળી જગાડવાં અન્ય;
દૈન્ય ન દાખવું દાનવ જો અરિ, કે'વાય તે નૃપ ધન્ય. ૫૭
અજની પેરે હિમ્મત ધરવી, લઢવા આવે કોઇ;

---

૪૮ મધુકર—ભમરો. ૫૩ કળાધર—મોર. ૫૫ શત્રુસ્રીને–શત્રુરૂપી સ્રીને.

શું જપે ઔગણો અંધારામાં, પછી વર્તવું કોઈ ! ૮૮
એહ પ્રકારે પશુ પંખીથી, એવા ગુણ સમાન;
ઉલ્લૂની રીતે શત્રુસમૂહમાં, વર્તવું હે મહાન ! ૮૯
ઈંધણા કાક હણે ઘૂકપક્ષી, તેમ અલ્પશ્વ અરિ લોઈ;
સમય મળિયે સાધી લેવો, ન પ્રકટ બતવું કોઈ. ૯૦
હવાં પિપીલિકાકેરા ગુણ બહુ, એવા જેવા રાજ;
તારા પર ઉપકાર કરી તે, સંભળાવું સહુ આજ. ૯૧
નૃપે આવતો સમય વિચારી, અન્નાદિ સંઘરવાં;
(જેમ) ઝાઝી કીડીઓ સાપને તાણે, એમ અરિવારિ હરવાં. ૯૨
બળવાન અરિ લખી એકઠાં થાવું, સો પચાસ ભૂપાળ;
મેળવવો જય જન ઘણે એમ, જોવો ન કાળ કુકાળ. ૯૩
લશ્કર આજ અહીં જો પડિયું, કાલે લંકા જાય;
સાત ઘરથી જેમ કીડી કણ, શોધી શોધી ખાય. ૯૪
તેમાં પણ નિયમને પાળી, બચવું ને બચાવું;
સેન ઘોડાનું ઘણું દેખાયે, રચવું એવું રચાવું. ૯૫
સમય આવે આળસ મૂકવું, કરે કીડીઓ જેમ;
પિપીલિકાથી એ ગુણ લેવા, જે નૃપ વાંછે ક્ષેમ. ૯૬
પ્રભાકર જેવા પ્રતાપી, અસહ્ય થાવું અવનીશ;
શીતળ દૃષ્ટિ ચંદ્ર સમાને, રાખવી અહરનીશ. ૯૭
નીતિ અર્થે લઘુઅગ્નિચેષ્ટા, કરવી નૃપે શાણા;
વળી શીમળાના બીજ જેવી, નીતિ ધરવી મહારાણ. ૯૮
જેમ લઘુ અગ્નિ ઘાસમાં પડી, થાયે હીરવા કાણ;
ઘાસ સમૂહનો નાશ કરે જ્યમ, કરવું તે વિધિ રાણ. ૯૯
નમ્રતાદિક ચારુ ગુણો ધરી, થઇ હલકા કરવો મનેશ;

૯૨ અરિવારિ—શત્રુનાં પાણી (બળ).

ત્યાર પૂઠે અરિ સમર્થને હરિ, જીતવો તેનો દેશ. ૭૦
શીમળાનું બીજ જ્યાં જ્યાં પડતું, ત્યાંથી ઉગી નીકળે;
તે ધરે ચેષ્ટા વૃક્ષ સમાને, કરવું રાયે કળે. ૭૧
જે જે દેશ વિદેશે રાજા, જીતતો જીતતો જાય;
ત્યાં સ્વયનુસરતા સુહૃદ કરવા, તે ખત્તા નવ ખાય. ૭૨
વળી રાયે જારિણી કનેથી, કમળ કનેથી જાણ;
ટીંટોડી કર ભલ્લ ધરેલી, કરવી નારી પ્રમાણ. ૭૩
ગર્ભવતીના રતનની રીતિ, આચરવી નરદેવ;
શિક્ષા આહીરનારીની લેવી, તજી તન અહમેવ. ૭૪
જારિણી ગ્રહકાર્યે કરે પણ, જાર વિષે નિજ ચિત્ત; -
તેમ રાજા વ્યવહાર કરે પણ, જોડે મન જ્યાં વિત્ત. ૭૫
કમળ નીપજે નીરથકી પણ, નીરથી ન લેપાય;
તેમ ભિન્ન ભિન્ન છંદીમાં રે', વિષય ભોગવે રાય. ૭૬
વિવિધ કાર્ય કરે નૃપ જાતે, પણ ન અડે કંઇ કાય;
એવા ગુણ કમળથી ગ્રે'તા, તે નૃપ સુખી થાય. ૭૭
ટીંટોડી નિર્બળ જન જાણે, પણ મૂકે જ્યાં ઈંડાં;
તે સ્થળે બીજાં પ્રાણીએ, જવા મૂકવાં મીંડાં ! ૭૮
છળ કરે કંઇ ભેદ કરે કંઇ, ઈંડાં પાસે આવે;
નિર્બળ થઇ બળિયાને ઠગતી, ટીંટોડી જે કા'વે. ૭૯

---

૭૨ સ્વયનુસરતા—પોતાને અનુસરતા. સુહૃદ—મિત્ર. ૭૩ કર ભલ્લ ધરેલી—હાથમાં ભાલો ઝાલેલો એવી સ્ત્રી. કરવી પ્ર૦—એવી સ્ત્રીને પ્રમાણ કરવી અર્થાત્ તેનો દાખલો લેઇ વર્તવું.

૭૬ છંદી —છંદ( વ્યસન )વાળા ૭૮ મીંડાં મૂકવાં— અર્થાત્ ન જવાય.

ત્યમ રાજા નિર્બળ કદાપિ, હોયે તેના જેવો;
ટીંટોડીનો દાખલો લેઇ, થાયે પોતે તેવો. ૮૦
અરિ બળિયાને યુક્તિ પ્રયુક્તિ, કરી કરે અતિ શાંત;
દક્ષતા તેની દૈવી ગણાયે, મનાય મોટો મહાંત. ૮૧
નિર્બળ નારી કર ભાલધારી, ઊભી હોયે જ્યાંય;
મહાબળિયાથો જવાય ન પાસે, એમ કહ્યું નીતિમાંય. ૮૨
સાહસ ગુણ નારીનો છે એ, તેણે અબળા બળા;
શસ્ત્રપાણિ લખીને નાસે, શૂરા કે હોય સબળા. ૮૩
અથવા નિર્બળ નારી ઉપર, શૂર ન કરે ઘાત;
એ રીતે નૃપ મતિશાસ્ત્રથી, કરે વિદ્યાશાસ્ત્રથી વાત. ૮૪
કે અર્થશસ્ત્રથી અન્ય વસ્તુથી, કે પડે જેનો ભાર;
ગોખરે તેને ઊભાં કરીને, રાયે કરવો કારભાર. ૮૫
ગર્ભવતીના સ્તનની હાવાં, લેવી શિક્ષા કેવી;
અલર્ક તુજને જણાવી દઉં, છે બહુ જાણવા જેવી. ૮૬
ઉદર માંહે ગર્ભજ વાધે, ગર્ભવતી સ્તન દુગ્ધ;
બાળક બાહેર આવે કે પોષે, મહિલા હોયે મુગ્ધ. ૮૭
એ પ્રકારે રાયે જ્યાં જાવું, વિજય કેરે માટ;
વિજય સાથે પોષણ સાહિત્ય, સંગ્રહી લેવાં વાટ. ૮૮
એમ કર્યાથી જયશાલીને, સ્વસ્થાન આવ્યે સુખ;
નિર્વાહ માટે તે નવ દેખ, કોઇ કાળે તો દુઃખ. ૮૯
આહીર નારી ગાયને રાખી, દુગ્ધ દધિ ઘૃત કરતી;
દ્રવ્ય ઉપાર્જે તેમાંથી વળી, બેનાં ઉદર ભરતી. ૯૦
પોતાકેરૂં ને પશુકેરૂં, જો સંશય તો ચેતો;

૮૩ બળા—બળવાળી. શસ્ત્રપાણિ—હાથમાં હથિયારવાળી. ૮૫ અર્થશસ્ત્ર—ધન રૂપી હથિયાર.

રાજાએ એણીપેર આચરવું, શાણો શિક્ષા ગ્રે'તો. ૯૧
પ્રજા પાસેથી કર એમ લેવો, જેમ તેની છવિકા રહે;
કરદ્રવ્યે પ્રજાનું પોતાનું, પાલન લાલન લહે. ૯૨
માતાસ્તનનું બાળક પીતો, દુગ્ધ ઘણી ઘણી પ્રીતે;
નિર્બળ માતા થાતી ન દીઠી, રૂડી બાળક રીતે. ૯૩
બાળક કૃષ્ણ સમુ પય પીતાં, લે પૂતનાના પ્રાણ;
શૂની ભટોળિયાં ધાવતાં ભક્ષે, મા કરે એવું જાણ. ૯૪
એ દષ્ટાંતનું મનન કરીને, પ્રજા પાળે ભૂપાળ;
કર ન લે એવી પેર કદાપિ, જન કે' નૃપ કરાળ. ૯૫
વળી પૃથ્વી જો પાળવી ધારે, રાજા સારે સોજ;
તો પંચદેવનાં રૂપ ધરી રે', પાર પડે તે તોજ. ૯૬
પુરંદર પ્રભાકર ને યમ, વિધુ વાયુ રૂપે;
રાજાએ એણી રીત રે'વું, અનુપે સ્વરૂપે. ૯૭
મેઘરાજ જ્યમ ચાર માસમાં, વર્ષે વર્ષા જળધાર;
જગતિના જન તૃપ્ત કરે છે, સહુ જુએ સંસાર. ૯૮
તે પેરે પુરપતિએ કરવું, પ્રસંગ પ્રસંગ દેખી;
દ્રવ્યદાન દઇ પ્રજા પોષવી, કલ્યાણ થાતું પેખી. ૯૯
સૂર્ય પોતાનાં તપ્ત કિરણે, અષ્ટ માસ લગી પ્રમાણ;
પૃથ્વીપરનું જળ લઇ જાય ઉંચે, થાય ન કોઇને જાણ. ૧૦૦
તે પ્રમાણે રાજાએ લેવા, કર ન કે' કોઇ મુખે;
રંજન થઇ રૈયત સહુ આપે, રે' પાછી તે સુખે. ૧૦૧

---

૯૮ વર્ષા-વૃષ્ટિ. ૯૩ બાળક રીતે—બાળકની પેઠે. ૯૪ સ્તનપાન-માંથી તજવા જેવો ગુણ કહે છેઃ બાળક ઇ૦—સ્પષ્ટ છે. શુની—કૂતરી. ૯૭ પંચદેવનાં નામ કહે છેઃ પુરંદર—ઈંદ્ર. પ્રભાકર—સૂર્ય. વિધુ—ચંદ્ર.

ત્યમ ન ગણે વા'લો પોતાનો, કે અળખામણો કોઇ;
સમ વિષમનો ભાવ ન રાખે, કરતાં પારિપત્ય સોઇ. ૧૦૨
તે પ્રકારે રાયે ન ગણવો, પ્રિય કે અપ્રિય જાણ;
મોટા નાના વિષે પક્ષ ન કરવો, જન નિંદે કરે વખાણ. ૧૦૩
જેમ પૂર્ણિમાના પૂર્ણ ચંદ્રથી, લોક આલ્હાદિત થાય;
તેમ રાય જોઇને હરખે, તો તે રાય કહેવાય. ૧૦૪
ચરાચરમાં સમીર વિચરે, ગુપ્તપણે અવિધાર;
કોઇ ન દેખે ને સુખ કરતો, રાય જોઇએ એવો સાર. ૧૦૫
ચરાદિક સાધને કે પોતે, નગરમાં ફરવા જાય;
રાયે આવ્યો એમ કોઇ ન જાણે, પાલટે વેષે કાય. ૧૦૬
નગરનિવાસી પુરપરધાને, કે બંધુમાં એ વેશે;
છાનાં ફરી સ્વકાર્ય કરેલાં, સુણવાં દેશ વિદેશે. ૧૦૭
પોતા વિષે મત કેવો ધારે, બંધુ પ્રધાન ને લોક;
સારૂં નરતું સુધારી લેવું, ભલું ભૂંડું કે' કોક. ૧૦૮
મદાલસા કે' સુત તું સાંભળ્ય, વળી બીજી વાત;
લોભ કામે કે દ્રવ્યવડે કદી, થાય ન નૃપ પ્રખ્યાત. ૧૦૯
એ ત્રણેની લાલચ આપી, કોઇ કરી લે કામ;
કામ કરનારો તે રાજા, પામે યમનું ધામ. ૧૧૦
એ ત્રણેથી વેગળો રે' જે, તે જાયે સ્વર્ગ લોક;
ત્યાં પણ સુખ ઘણું તે પામે, સદા રહી અશોક. ૧૧૧
આડે માર્ગે ચઢેલા ને, સ્વધર્મ ભૂલ્યા ભૂર;
તેને સ્વધર્મે જેહ ચઢાવે, તે પૃથ્વીપતિ પૂર. ૧૧૨

---

૧૦૨ પારિપત્ય—શિક્ષા. ૧૦૪ આલ્હાદિત—પ્રસન્ન. ૧૦૫ ચરાચર—સ્થિર અને જંગમ. સમીર—વાયુ. ૧૦૬ ચરાદિક સાધને—ચર (દૂત) વગેરે સાધનથી.

સુરશતસંવત્સર સુધી, તે વશી રે'તો નાક;
નાના વિધનાં વસ્ત્રાભૂષણ, જમે નાનાવિધ પાક. ૧૧૩
હે વત્સ ! જે રાજાને રાજ્યે, વર્ણાશ્રમ શિથિલ ન થાય;
તે રાજા આ લોક વિષે, પરલોક વિષે પૂજાય. ૧૧૪
દુષ્ટમતિવાળાએ ભમાવ્યા, સ્વધર્મથી બહુ લોક;
તેને પોતાનો ધર્મ મનાવે, કરી દુરાગ્રહ ફોક. ૧૧૫
રાજાનું ઉત્કૃષ્ટ કૃત્ય એ, વળી પ્રસિદ્ધ કરતા તેહ;
સર્વ જીવોનુ પાલન પોષણ, કરે રાજા નિઃસંદેહ. ૧૧૬
યથાર્થપણે કરે એટલું તો, કર્યા તેણે સહુ યાગ;
યત્ને કરી પ્રજા રક્ષે તે, પામે પ્રજાપુણ્યભાગ. ૧૧૭
જે જે આચરણ કહી દેખાડયાં, તે પાળે પુરપત્ય;
ચારે વર્ણનું રક્ષણ કરતાં, માને મોટું સત્ય. ૧૧૮
તે રાજા સુખ શાંતિ પામે, આ લોકે નિરવાણ;
મુઆ પછે પુરંદર સરખો, થાયે તે ગુણજાણ. ૧૧૯
વૃત્રઅરિના લોકને પામે, વામે દુઃખના દિન;
દેવ માત્ર વશ વર્તે તેને, થઇ રહે આધીન. ૧૨૦
અહીં રાજ્યનીતિનો લેશ કહ્યો તે, પૂરી પુરાણી જાણે;
ભીખવા માંડે તેને ચોજી, કૃપણ મૂઢ વખાણે. ૧૨૧
રાજ્યનીતિમાં જે જે સારું, તે તે મૂકયું નેવે;
ભુંડું પુરાણીને ભવિષ્ય લાગ્યું, ભવ છૂટે શે ભેવે. ૧૨૨

---

૧૧૩ સુરશત સંવત્સર—દેવનાં સો વર્ષ. નાક—સ્વર્ગ. ૧૧૫ તેને-તે લોકોને. પોતાનો-તે લોકોનો કુળ પરંપરાગત.

૧૧૯ પુરંદર—ઈંદ્ર. ૧૨૦ વૃત્રઅરિના—ઈંદ્રના. ૧૨૧ પૂરી-(રાજ્યનીતિ). ૧૨૨ ભવ છ૦—તો શે (કયા) ભેવે (ભેદ-મર્મ)થી ભવ(સંસાર) છૂટે ! અર્થાત્ નજ છૂટે.

ઇતિશ્રીમાર્કંડેયપુરાણે, પુત્રાનુશાસન નામ;
સપ્તવિંશોધ્યાય પૂરણ થાતો, પુરાણીકેરે કામ. ૧૨૩

વલણ.

પુરાણીકેરે કામ આ, અધ્યાય તો પૂરો હવો રે;
જન ચાતુર્વિંશી કાંઇ ન જાણે, હવાં ભાગ કહું નવો રે. ૧૨૪

## કડવું ૮૨ મું.

### રાગ મલ્હાર.

જડ કે' જનક સાંભળો, પૂછે માતાને બાળ રે;
નમન કરી કહે માતાને, કહો થઈ દયાળ રે. ૧
ચાર વર્ણના ધર્મ જે, ધર્મ આશ્રમના જેહ રે;
તે સર્વ સુણાવો મુને, નથી જાણતો એહ રે. ૨
હે ભાગ્યવતી મા માહરી, તેં કહ્યા રાજ્યધર્મ રે;
વળી વર્ણાશ્રમ કહે તે વિધિ, મહાપાવન પર્મ રે. ૩
એ સુણવા ઇચ્છા ઉરે, અતિ ઉપજી આજ રે;
છાનો બેઠો સાંભળે, ઋતુધ્વજ મહારાજ રે. ૪
કરે વખાણ તે પત્નીનાં, શી છે શાસ્ત્રની જાણ રે;
છે ધન્ય ગંધર્વકન્યકા, કરૂં શાં શાં વખાણ રે. ૫
અલર્ક કે' કહો માતજી, શેણે લગાડો વાર રે;
ત્યારે મદાલસા ઉચ્ચરે, સાંભળ્ય સુત નિરધાર રે. ૬
છે ત્રણ પ્રકારે દ્વિજકેરે, ધર્મ તે કહું આજ રે;
દાનાધ્યયન ને મખ કરે, નહિ બીજાનું કાજ રે. ૭
આપત્કાળ વિના નથી, અન્ય ધર્મ તે કહું આજ રે;

---

૭ બ્રાહ્મણનો ધર્મ કહે છે: દાન ઇ૦-દાન આપવું, અધ્યયન કરવું (ભણવું), અને મખ (યજ્ઞ) કરવો.

જીવિકા તેવી બ્રાહ્મણતણી, રાખી કરી નિરધાર રે. ૮
શુચિ શુદ્ધ યજમાનને, કરાવાય મખ જાણ રે,
ભણાવાયે તેવા શિષ્યને, જોઇ કરી પ્રમાણ રે. ૯
દાતાર શુધ્ધ જોઇ કરી, પ્રતિગ્રહ કરાય રે;
છે બ્રાહ્મણની એ જીવિકા, બીજી નવ કે'વાય રે. ૧૦
દાનાધ્યયન ને મખ સહી, કરવાં ક્ષત્રીએ ત્રણ રે;
એહ ધર્મ ક્ષત્રિયતણા, મોક્ષ નહિ એહ વણ રે. ૧૧
અસ્ત્ર અંગે બાંધી કરી, ચલાવવો નિજ દેહ રે;
રામા સુરભિ પૃથ્વીતણું, કરવું રક્ષણ નેહ રે. ૧૨
વૈશ્યને દાનાધ્યયન કહ્યું, યજ્ઞ યજવા પ્રમાણ રે;
વ્યાપાર પશુપાલન સહી, કરવી કૃષિ જાણ રે. ૧૩
એહ જીવિકા છે તેહની, કહી શાસ્ત્રની માંય રે;
હવાં શૂદ્રોના કહું તને, જો જે ધર્મ તું આંય રે. ૧૪
તેના પણ ત્રણ પ્રકાર છે, તે માંહે પે'લું દાન રે;
બીજું વેદોક્ત મંત્ર વિના સહી, યજ્ઞ યજવું તું સ્નાન રે. ૧૫
વા નામ મંત્રવડે કરી, યજવો યજ્ઞદેવ રે;
અહોનિશ શૂદ્રે સહી, કરવી દ્વિજની સેવ રે. ૧૬
એ ત્રણ પ્રકારે છે શૂદ્રનો, ધર્મ તું અવિધાર રે;
ધાન્ય વેચી ધન મેળવે, ધંધો શૂદ્રકેરો સાર રે. ૧૭
અવનવું દેશે કાર્યમાં, એવું કરે સર્વ તેહ રે;
વળી દ્વિજસેવને અર્પવો, પોતાકેરો જે દેહ રે. ૧૮
શૂદ્રે જીવિકા એ વિધિ, પાળવી નિરધાર રે;
એ વર્ણધર્મ તુને કહ્યા, વળી બીજું કહું અવિધાર રે. ૧૯
આશ્રમ ધર્મ કહું હવાં, સાંભળ તું એક ચિત્ત રે;

૧૦ પ્રતિગ્રહ-દાન લેવું. ૧૨ દેહ ચલાવવો-દેહનું ગુજરાન કરવું. રામા—સ્ત્રી.

જ્યાં સુધી વર્ણાશ્રમથકી, ભ્રષ્ટ નવ થઇ નીત રે. ૨૦
ત્યાં સુધી તે ધર્મ પાળવા, જેથી મળે મહાસિદ્ધિ રે;
વર્ણાશ્રમમાં રહી જો ભૂલે, પરંપરા પ્રસિદ્ધિ રે. ૨૧
તો નરકે જાઇ તે પડે, સત્ય માન્ય તું સુત રે;
હવાં ઉપવીતબંધન કહું, લાગે અતિ અદ્દભુત રે. ૨૨
દ્વિજ ક્ષત્રી વૈશ્યપુત્રને, ન દીધું ઉપવીત રે;
તે વરતે ગમે તે વિધે, તેની નવ કાંઇ ભીત રે. ૨૩
ઇચ્છામાં આવે તેવું વદે, જમે ઇચ્છામાં આવ્યું રે;
પણ સમય શાસ્ત્રે કહ્યો આવતો, જોઇએ તેનું સર્વ તજાવ્યું રે.૨૪
ઉપવીત દેવું દ્વિજાતિના, બાળકને પે'લું સાર રે;
ઉપવીત પછી બ્રહ્મચર્યને, તેણે ધરવું નિરધાર રે. ૨૫
બ્રહ્મચર્યવ્રત ધરી કરી, કરવો ગુરૂકુળવાસ રે;
બ્રહ્મચારીના ધર્મ હું ભણું, સાંભળ આવીને પાસ રે. ૨૬
બ્રહ્મચારીએ વેદાભ્યાસ તો, કરવો નિરંતર જાણ રે;
અગ્નિપૂજન કરવું સહી, નિત્યસ્નાન નિરવાણ રે. ૨૭
ભિક્ષાનું અન્ન ગુરૂકને, લઇ જવું માગી ભીખ રે;
પ્રાશન તેની સ્વેચ્છાએ સહી, કરવું માનીને શીખ રે. ૨૮
ગુરૂકાર્ય કરવામાં સદા, રે'વું ઉત્સાહી શિષ્ય રે;
પ્રીતિ સંપાદવી તેવડે, વાંચ્છે ભલું ભવિષ્ય રે. ૨૯
અધ્યયન કરવા આચાર્યજી, જેણી વાર તેડે જાણ રે;
ચિત્તએકાગ્રતા કરી તદા, ભણવું નિરવાણ રે. ૩૦
ગુરૂમુખેથી સુત એ વિધે, ભણવો એક વેદ રે;

---

૨૨ ઉપવીતબંધન—જનોઇ દેવી. ૨૫ દ્વિજાતિ—બ્રાહ્મણ. ગુરૂકુળવાસ—ગુરૂને ઘેર રહેવું. ૨૮ તેની સ્વેચ્છાએ—ગુરૂની ઇચ્છા પ્રમાણે.

દ્રવ્ય કે બધા ભણ્યા પછે, શુદ્ધ થઇ નિર્વેદ રે. ૩૧
પછે ગુરૂદક્ષિણા આપવી, ગુરૂના મનની માની રે;
તે આપ્યા પૂઠે આજ્ઞા પામી, થાવું નિરાભિમાની રે. ૩૨
ઘેર જવું તેણે પછે, કરવું ત્યાં જઇ શુંય રે;
ગૃહસ્થ થઇ રે'વું ઇચ્છાવડે, સત્ય મ્હું છું હુંયે રે. ૩૩
એ વચન ઋતુધ્વજે સાંભળ્યું, સંતાઇ બેઠો સાર રે;
કંપ થયો અંગ અતિઘણો, રે કરે આ શું નાર રે. ૩૪
પ્રગટ થયો પુરપતિ તદા, રાણી થયો ન સંતોષ રે।
સ્વેચ્છિત નામ પાડ્યું સહી, તોય ઊતર્યો ન રોષ રે. ૩૫
સ્ત્રી કે' કયાળો કાં કંપછ્યો, રાખો દૃઢ વિશ્વાસ રે;
આ સુત રાય થશે સહી, સર્વ શીખી હું પાસ રે. ૩૬
વારૂ કહી વળ્યો ભૂપતિ, સમજ્યો નહિ કાંઇ સુત રે;
માતા કરવું પછે શું કહો, થયું મન મારૂં પૂત રે. ૩૭
મદાલસા કે' સાંભળ સહી, ગૃહસ્થાશ્રમ ધરી ભૂપ રે;
વાનપ્રસ્થાશ્રમ પાળવો, કે સંન્યસ્ત અનુપ રે. ૩૮
એ ચતુર્થાશ્રમથકી, પાળવો મન માન્યો રે;
બ્રહ્મચર્ય પછી ગૃહસ્થ નવ થવું, તેનું કાર્ય પિછાનો રે. ૩૯
ગુરૂઘર તેણે રહી સદા, ધરવું બ્રહ્મચર્ય રે;
નૈષ્ઠિક બ્રહ્મચારી તેહને, કહેછે મુનિ વર્ય રે. ૪૦
ગુરૂ નહોય તો તેના પુત્રની, કરવી સુશ્રૂષા સારી રે;

---

૩૩ ઇચ્છાવડે—જો ગૃહસ્થ થવાની ઇચ્છા થાય તો; નહિ તો ગુરૂને ઘેરજ રહીને નૈષ્ઠિક બ્રહ્મચારી થવું. (જુઓ ટકી ૪૦ મી). ૩૭ પૂત–પવિત્ર. ૩૯ ચતુર્થાશ્રમથકી—ચાર પ્રકારના આશ્રમોમાંથી. ૪૦ નૈષ્ઠિક બ્રહ્મચારી—ગુરૂને ઘેર નિવાસ (સ્થિતિ) કરવાવાળા બ્રહ્મચારી અથવા સદાકાળ બ્રહ્મચર્ય સ્થિતિમાં રહેનાર બ્રહ્મચારી.

પુત્રાભાવે ગુરૂશિષ્યની, નિષ્ઠા ધરવી અપારી રે. ૪૧
અભિમાન અંગથકી તજી, બ્રહ્મચારી એ પેર રે;
થઇ રે'વું ગુરૂઘર વિષે, કરે મુરારિ મે'ર રે. ૪૨
આચાર્યઘેર ભણી રહ્યો, જેહ બ્રહ્મચારી ભાઇ રે;
ગૃહસ્થ થવા ઇચ્છા ઉપજી, તેણે કરવી સગાઇ રે. ૪૩
નીરોગી નારી વરવી સહી, જોવાં ભિન્ન ગોત્ર પ્રવર રે;
કુળ ભિન્ન જોવી કામિની, જોવી સર્વાંગ વર રે. ૪૪
પાણિગ્રહણ કરવો પછે, માંડવા સંસાર રે;
ધન ઉપાર્જન કરી પિતૃ ને, દેવ અતિથિને સાર રે. ૪૫
ભક્તિવડે સંતોષવા, કરવા પ્રસન્ન પૂર રે;
તે ધને પોષ્યવર્ગ પોષવો, આશ્રિત સેવક શૂર રે. ૪૬
ભગિની ભાણેજ કુળ કામિની, તેને પોષવાં પ્રીત રે;
યથાશક્તિ અન્નદાન દેઇ, દીન અંધ પતિત રે. ૪૭
પોષવાં એ પણ પ્રેમથી, પશુ પક્ષી તમામ રે;
જે જેનો આ'ર તેને તે દઇ, પોષવા મહાનામ રે. ૪૮
એહ ધર્મ છે ગૃહસ્થનો, વળી ગૃહસ્થે કરવું ગમન રે;
ઋતુ ઋતુ પ્રત્યે સ્ત્રીપ્રતિ, ન ભૂલવો તે દીન રે. ૪૯
પંચ મહાયજ્ઞ વિધાન જે, તજવું નહિ ગૃહસ્થાશ્રમી રે;
તે નિત્યે કરવું યથાશક્તિએ, દેહ જાણી દમી રે. ૫૦
પિતૃદેવ અતિથિ અને, જ્ઞાતિ આદિક જેહ રે;
જમી રહ્યા પૂઠે જમે, ગૃહસ્થાશ્રમી જાણો તેહ રે. ૫૧
શુદ્ધાન્ન જે જમતાં વધ્યું, તે પોષ્યવર્ગની સાથ રે;
દેવાદિ જમાડી જમે, ત્રૂઠે ત્રિભુવનનાથ રે. ૫૨

---

૪૧ સુશ્રૂષા—સેવા. પુત્રાભાવે—પુત્ર ન હોય તો. ૪૪ ગોત્ર—કુળ. પ્રવર—ગોત્રમાં થયેલા સૌથી શ્રેષ્ઠ પુરુષો. સર્વાંગ વર—બધે અંગે ઉત્તમ.

હે વત્સ ! એ વિધિ મેં કહ્યો, સંક્ષેપે ગૃહસ્થધર્મ રે;
વાનપ્રસ્થ કહું હવાં, તેનાં કેયી વિધિ કર્મ રે. ૫૩
વિચક્ષણ પુરૂષે સદા, સુત સંતતિ જોઇ રે;
કે દેહ જર્જર જોઇને, પૂછવું નવ કોઇ રે. ૫૪
આત્મની શુદ્ધિ અર્થે સદા, વાનપ્રસ્થને લેવો રે;
અરણ્ય વસવુ તે આશ્રમે, દેહનો રંગ દે'વો રે. ૫૫
ઇંદ્રિયાકર્ષણ કરવું અતિ, સૂવું પૃથ્વી મોઝાર રે;
બ્રહ્મચર્ય તો પાળવું, રે'વું વ્રતયુત સાર રે. ૫૬
પિતર સુર અતિથિની, ક્રિયા કરવી સમસ્ત રે;
સાયં પ્રાતર હોમ કરી ભલો, જોવો જડસમ વસ્ત રે. ૫૭
ત્રિકાળ સ્નાન સંધ્યા કરી, જટા ધરવી જનેશ રે;
વપુએ વલ્કલ પે'રવાં, રે'વું યોગીને વેશ રે. ૫૮
આસક્ત યોગાભ્યાસમાં, ખાવાં વનફળ સમીપ રે;
નીકર પુષ્પ ને પત્રથી, ધરવું વપુ મહીપ રે. ૫૯
ઉપકારક આત્માતણો, પાપશુદ્ધયર્થે એહ રે;
વાનપ્રસ્થ તો મેં કહ્યો, સુણ્યો તેં સુત જેહ રે. ૬૦
હવાં એ પછી સંન્યસ્તનો, ચોથો આશ્રમ ભાખું રે;
એક ચિત્તે સુણ્ય સર્વ તું, ધર્મ તેહનો દાખું રે. ૬૧
હે વત્સ ! એ આશ્રમતણા, જેહ જાણનહારા રે;
તે મહાત્માઓએ સ્વધર્મ, એ માન્યો અવિધારા રે. ૬૨
છે એવો ધર્મ એનો સહી, સંગ સર્વનો ત્યાજ રે;
બ્રહ્મચર્યને પાળવું, ન ક્રોધવૃત્તિનું કાજ રે. ૬૩

---

૫૪ જર્જર—ખખળી ગયેલો—છર્ણ. ૫૬ ઇંદ્રિયાકર્ષણ—ઇંદ્રિયોને વિષય ભોગમાંથી ખેંચી લેવી. વ્રતયુત —વ્રતયુક્ત. ૫૮ જનેશ—હે રાજા ! ૬૦ ઉપકારક—ઉપકાર કરનારો ( વાનપ્રસ્થાશ્રમ ).

વિજયી થાવું ઇંદ્રીપરે, વસવું નવ એક જાગ રે;
કાર્યારંભ તો સર્વનો, કરવો નહિ મહાભાગ રે. ૬૪
એક વાર દિવસ વિષે, ભિક્ષા માગીને જમવું રે;
આત્માવબોધની ઇપ ણા, રાખી સર્વને નમવું રે. ૬૫
કરવું અવલોકન આત્મનું, સદા આત્મનું ધ્યાન રે;
ચતુર્થાશ્રમ ધર્મ મેં, કહ્યો મોટમ માન રે. ૬૬
હવાં સર્વ વર્ણ આશ્રમ વિષે, જે છે સામાન્ય ધર્મ રે;
તેહ નિરૂપણ હું કરૂં, સાંભળ પૂરો પર્મ રે. ૬૭
અહિંસા સત્ય પવિત્રતા, નવ ધરવી અસૂયા રે;
ક્ષમા અનિષ્ઠુરતા અદીનતા, અષ્ટ સંતોષ હુઆ રે. ૬૮
એ આઠ સામાન્યપણે સદા, સર્વ માન્યમાં લેખે રે;
સંક્ષેપે કહ્યા એ ધર્મ મેં, જેને કોઇ નવ ઉવેખે રે. ૬૯
એ વર્ણાશ્રમથકી જેહનો, જે જે હોય વર્ણ જાણ રે;
અથવા આશ્રમ હોય તે વિધે, આચરવું નિરવાણ રે. ૭૦
જે નરનારી વર્ણાશ્રમ તજી, ઉલંધે તેનો ધર્મ રે;
તેને દંડ કરવો ભૂમિપતિ, કર્યાં જેણે જેવાં કર્મ રે. ૭૧
પુરૂષ વર્ણાશ્રમ ધર્મને, તજી અમર્યાદ થાય રે;
તે પાંપ કરે નૃપ નવ જુએ, તો પાપભાગી કે'વાય રે. ૭૨
એવાને શિક્ષા નવ કરે, કે કરે ઉપેક્ષાય રે;
તેનાં ઇષ્ટાપૂર્તાદિક પુણ્ય સહુ, વિનાશીજ મનાય રે. ૭૩

---

૬૪ કાર્યારંભ—કાર્યનો આરંભ. ૬૫ આત્માવબોધની—આત્માસંબંધી જ્ઞાન પ્રાપ્ત થવાની. ઇષણા—ઇચ્છા.

૬૮ અસૂયા-પારકો ઉત્કર્ષ સહન કરવાનો દોષ ( એ દોષ ન રાખવો તે અનસૂયા ગુણ કહેવાય છે ). અનિષ્ઠુરતા-ક્રૂરપણું ન રાખવું તે.

૭૨ પાપભાગી—પાપને સેવનારો, અથવા પાપી. ૭૩ ઉપેક્ષા-દરકાર ન કરવી તે. ઇષ્ટાપૂર્તાદિક—યજ્ઞ કરવા અને તળાવ વગેરે ખોદાવવાં તે.

એ કાર્યે રાયે સર્વને, પળાવવો સ્વધર્મ રે;
સ્વવર્ણાશ્રમ જેણે તજ્યો, પીડા દેવી તેને પર્મ રે. ૭૪
સ્વધર્મ યત્ને પળાવવો, પ્રયત્ને પરનો તજાવી રે;
સ્વધર્મ કર્મે સ્થાપન કરી, દેવા સગુણ સજાવી રે. ૭૫
જો હોય પુરાણી જેવો પૂરો, તો કરવું તેને જાણ રે;
મનુ શિક્ષા ભણે વિપ્રને, તેવી થાશે પ્રમાણ રે. ૭૬
એમ સૌમ્યપણે સમજાવતાં, ન માને પુર આણી રે;
તો દેશવટો દઇ તેહને, નાખવા તાણી તાણી રે. ૭૭
આ વિશ્વને વગોવતા, અર્ધદગ્ધ પુરાણી રે;
એક બે નહિ સર્વે લહ્યા, પ્રેમાનંદ પ્રમાણી રે. ૭૮

વલણ.

પ્રેમાનંદે પ્રમાણિયા, માર્કંડેય પુરાણનીમાંય રે;
કર્યું પુત્રશાસન મદાલસા, અષ્ટાવિંશમે અધ્યાય રે. ૭૯

## કડવું ૮૩ મું.

રાગ સારંગ.

અલર્ક કહે સુણો માત, નિગમ આગમમાં પ્રખ્યાત;
કહો ગૃહસ્થાનુસરવા જોગ વાત, કરૂં પવિત્ર મારી જાત. ૧
ગૃહસ્થધર્મકર્મની ક્રિયા, ત્યાગ કરાય કિયા કિયા;
તે તજવાથી થાય શું પાપ, કહો આચરવે પુણ્ય પ્રતાપ. ૨
ગૃહસ્થે ઘરમાં રહી શું તજવું, કહો મા તેણે શું ભજવું;

---

૭૭ પુર આણી–અભિમાનનું પુર આણીને. કે પુર+આણી=પુરાણી.
૭૮ અર્ધદગ્ધ–અર્ધા બળેલા. અર્થાત્ થોડું ભણેલા. ૧ ગૃહસ્થાનુસરવા જોગ—ગૃહસ્થે અનુસરવા જોગ.

એ સર્વ પૂછું હું પ્રીતે, કહો યથાવિધિ રૂડી રીતે. ૩
કહે મદાલસા વત્સ મારા, આચાર રૂચે મને તારા;
યથાસાંગ કહું તે માટે, રખે મનમાં તું ઉચ્ચાટે. ૪
જેહ ગૃહસ્થધર્મને ધારે, (તે) આખા વિશ્વને પોષે જ્યારે;
ત્યારે તે ઇચ્છિત પામે લોક, વસે સ્વર્ગે થઇ અશોક. ૫
પિતૃ ઋષિ સુર ને ભૂત, નર કીટ પતંગ ને સુત;
કૃમિ પક્ષી પશુ ને અસુર, ગૃહસ્થાધારે જીવે શૂર ! ૬
ગૃહસ્થવડે છે સર્વની વ્યાપ્તિ, છે ગૃહસ્થમાં સહુની સમાપ્તિ;
આપશે ગૃહસ્થ અમને કાંઇ, એવું જોઇ રહે સહુ જ્યાંહી. ૭
હે સુત ! સમજ એક સત્ય, મોટી ઋષિ મુનિની મત્ય;
છે પ્રતિપાદિત વેદત્રયી, ગૃહસ્થ સુરભિ ધર્મમયી. ૮
એ ગૃહસ્થાશ્રમ રૂપી ગાયમાં, વિશ્વ વશ્યું મહામાયમાં;
એ જગતઉત્પત્તિ કારણ ગાય, જેનું ઋગ્વેદ પૃષ્ઠ મનાય. ૯
યજુર્વેદ તે મધ્યમ ભાગ, છે સામવેદ શિર સુહાગ;
મુખને અધરોષ્ટજ તેહ, ઇષ્ટાપૂર્તાદિ કાર્ય જેહ. ૧૦
શૃંગ તે રૂપી કે' સર્વ, હવાં સૂક્ત ગણાવું ગતગર્વ;
રૂવાં ધેનુઅંગનાં સહુ, સૂક્ત માને સુધીજન બહુ. ૧૧
શાંતિ ગોમય ગાયનું જાણ, પુષ્ટિ ગોમૂત્ર કર્યું પ્રમાણ;
દ્વિજાદિ ચતુર્વર્ણ તે પાગ, તેના પર ઊભી મહાભાગ. ૧૨
એ જગત જીવાડણ અક્ષયધેનુ, ક્ષય ન થાય રૂપ એનું;

---

૪ યથાસાંગ—અંગે સહિત ૬ ગૃહસ્થાધારે—ગૃહસ્થના આધારથી. ૧૦ અધરોષ્ટ—નીચેનો ઓઠ (તે શૃંગ—શીંગડાં છે). ૧૧ સૂક્ત—વેદનાં સારાં વાક્યો. (એ ગાયનાં રૂવાં છે.)

સુત ! સ્વાહાકાર ને સ્વધાકાર, વષટ્કાર અને હંતકાર. ૧૩
એહ ચાર પયોધર પૂર, સ્વાહા સ્તન પીએ સુર;
સ્વધાકાર સ્તનનું પાન, પિતૃલોક કરે મહાન. ૧૪
મુનિ વષટ્કાર સ્તન પીએ, સહુ માનવ જીવે કિયે;
દેવ ભૂત મુનિ જેને તજે, હંતકાર ઉરજ નર ભજે. ૧૫
કરે હંતકાર સ્તનનું પાન, માનવ માત્ર હે મતિ માન;
ગૃહસ્થાશ્રમી વેદમયી ગાય, સર્વને પોષે સુખદાય. ૧૬
ગૃહસ્થાશ્રમનો ધર્મ એવો, કહું વર્ણાએ નહિ કેવો;
કરે એ ધર્મનો કો ઉચ્છેદ, તેને માં'પાપી કે'તા વેદ. ૧૭
ગૃહસ્થધર્મને ભાગે જેહ, જાયે તમ નામા નરકે તેહ;
અંધતામિસ્ર તામિસ્ર નામે, જાયે નરકે દુઃખ જ્યાં જામે. ૧૮
જે નર યોગ્યકાળે કરે કામ, ધેનુ ગૃહસ્થાશ્રમ વિશ્રામ;
(૫છે) સુરાદિ વત્સ કરાવે પાન, તે નર પામે નાક મહાન. ૧૯
એમ છે માટે હે પુત્ર, જોઇએ સાચવવું ઘરસત્ર;
ડાહ્યાએ દેવ ઋષિનું જાણ, પિતૃ માનવનું કરવું પ્રમાણ. ૨૦
ભૂત માત્રનું નિત્ય પ્રતિ, કરવું પોષણ હે મહામતિ;
કરી સ્નાન પવિત્ર થઈ, પ્રજાપતિથી આરંભી સહી. ૨૧
તેનું તથા દેવ મુનિનું, કરવું તર્પણ પિતૃ ગુણીનું;
તે પણ સમય સમય પ્રતિ, જળે આદરે કરવું અતિ. ૨૨
પછે ગંધ કુસુમને ધૂપ, દીપ નૈવેદ્યે સુરભૂપ;
તર્પવા નરે નિરવાણ, વૈશ્વદેવથી અગ્નિ પ્રમાણ. ૨૩
તેને આપવાં બલિદાન, વળી કહું સુણ્ય મહાન;

---

૧૩ સ્વાહાકાર ઇ૦–દેવ, પિતૃ, મુનિ અને મનુષ્ય, એ ચારને બલિદાન આપતાં છેવટે સ્વાહા, સ્વધા, વષટ્ અને હંત, એવો ઉચ્ચાર કરવામાં આવેછે. ૧૫ ઉરજ—સ્તન. ૧૮ તમનામા—તમ નામે.

મંદિરકેરે મધ્ય ભાગ, અર્પવો બલિ યજ્ઞ યાગ. ૨૪
તેવો વિશ્વેદવને દવો, કહું ધન્વંતરીને જેવો;
બલિ દવનો ઉદ્દેશી, નિવેદવો ઉત્તર દશી. ૨૫
ગૃહપૂર્વભાગે દવેશ, દક્ષિણ દિશાએ યમેશ:
બલિ લેવા આંવી રહે. પશ્ચિમે વરૂણજી કહે. ૨૬
પછે ઉત્તર દિશાએ બલિ, અર્પવો સોમને વળી;
ઘરના દ્વાર આગળ ધાતાને, ત્યાંજ આપવો વિધાતાને. ૨૭
ઘરની ચાર દિશાએ જાણ, અર્યમાપર્ણકેરૂં પ્રમાણ;
ઘરની બાહેર જઇ સુત, અર્પવો રાત્રીચર જે ભૂત. ૨૮
ઉર્દ્ધ્વ આકાશમાં નાખી, રાખવા સુરને સાખી;
પિતૃને દવાં બલિદાન, દક્ષિણાભિમુખે મહાન. ૨૯
પછે બલિકર્મના આસક્તે, મહામાનસ અનુરક્તે;
થાવું લક્ષ્ય પૂર્વકપ્રર, બલિ અર્પ્યા જેને શૂર. ૩૦
તેના આચમનને અર્થે, યત્ન કરવો નર સમર્થે;
બલિદાન વિધિના જાણે, જળ અર્પવું પ્રમાણે. ૩૧
જ્યાં જ્યાં મૂકયું હોય બલિદાન, ત્યાં ત્યાં અર્પવું જળપાન;
શુચિ ગેહપતિએ એમ, ગૃહબલિનો ધરવો નેમ. ૩૨
પછે પ્રાણીમાત્રની તૃપ્તિ કાજે, ઉત્સર્ગ આદરે કરવો રાજે;
શ્વાન શ્વપચ પક્ષીને માટે, મૂકવો બલિ ઘાટે ઘાટે. ૩૩

---

૨૪ વૈશ્વદેવ કરતાં બલિદાન આપવાનો વિધિ કહેછે: તેને ઇ૦—૨૫૯૮ છે. મંદિર કેરે ઇ૦—( પાણીની લીટીવડે ચોખુણ ઘરની આકૃતિ બનાવીને તેમાં નીચે કહેવા પ્રમાણે બલિ મૂકવામાં આવે છે ).

૩૦ બલિકર્મના ઇ૦—બલિકર્મમાં આસક્તિવાળાએ. મહા ઇ૦—મનને તેમાં ઘણું અનુરક્ત ( પ્રીતિવાળું ) રાખીને. ૩૨ શુચિ—પવિત્ર. ગેહપતિ—ઘરનો ધણી. ૩૩ ઉત્સર્ગ કરવો-નાખવું. શ્વપચ—ચાંડાલ.

નામ એ સર્વનું વૈશ્વદેવ, સાયંપ્રાતર કરવો એવ;
વૈશ્વદેવ કરી રહ્યા પૂઠે, આચમન કરી જ્ઞાની ઊઠે. ૩૪
અવલોકે ઘરને બાર, ન જુએ અતિથિ નિરધાર;
થાય મુહૂર્તનો આઠમો ભાગ, ત્યાં સુધી ઊભા રે'વું તે જાગ. ૩૫
આવે અતિથિ એવું મનમાં, તાતુંમાતું ધરવું તનમાં;
એવે અતિથિ આવી ચઢે, તેને પૂજવો અન્નાદિવડે. ૩૬
જળ ગંધ કુસુમ લેઇ, યથાશક્તિ માનને દેઇ;
પૂજવો મીતે પરૂણો, સ્વચ્છ કરવો ઘરખૂણો. ૩૭
ત્યાં બેસાડવો તેને, હવાં અતિથિ નવ કરવો કેને;
તે કહું સુણય તું સુત, મહાઆખ્યાન મોટું પૂત. ૩૮
નવ થાય અતિથિ મિત્ર, વસનારો ગામ પવિત્ર;
તેને અતિથિ ન કરાય, કહું કેવો અતિથિ પૂજાય. ૩૯
જેનું ન જાણીએ કુળ નામ, જેનું ન જાણીએ કયું ગામ;
એવો આવી ઊભો તે વાર, આપણે દ્વારે અવિધાર. ૪૦
પથશ્રમ થયેલો પૂર, ચાલી આવેલો ઘણે દૂર;
નથી પાસે અર્થાદિ નામ, ક્ષુધા દેવીનો એક કામ. ૪૧
યાચે અન્ન એવો આવી, જાતિ બ્રાહ્મણની કહાવી;
એવાને કરવા અતિથિ, શાસ્ત્રકાર કહે છે તિથિ. ૪૨
અથવા કરવો નિત્ય એવો, જોઇ વર્ણવ્યો અહીં જેવો;
પંડિત પુરૂષે યથાશક્તિ, કરવી તેવા અતિથિની ભક્તિ. ૪૩

---

૩૪ સાંયંપ્રાતર—સાંજસવાર. ૩૫ મુહૂર્ત-બે ઘડી. ૩૬ તાતુંમાતું -ખૂબ.

૪૧ પથશ્રમ-માર્ગમાં ચાલવાનો થાક અર્થાદિ-ધન વગેરે. કામ—ઇચ્છા. ૪૨ તિથિ ઇ૦-એવો અતિથિ અમુક તિથિએ કરવો એમ શાસ્ત્રકાર કહે છે.

અતિથિનું ગોત્ર અને પ્રવર, પૂછતા અર્ધ્ય'ન નહિ વર;
ન જુએ રૂપવાન કુરૂપ, ન જુએ આકાર કે અનુપ. ૪૪
બ્રહ્મરૂપ માને ઘેર આવ્યો, નર તે ઇશ્વરને ભાવ્યો;
એવા અતિથિકેરી સ્થિતિ, ગૃહસ્થાશ્રમીને અનિત્ય રીતિ. ૪૫
તેણે અતિથિ કહેવાયા, ગુણ વેદપુરાણે ગાયા;
અતિથિ થાયે તૃપ્ત જ્યાંહી, ગૃહસ્થ નરકઋણથી તૃપ્ત ત્યાંહી. ૪૬
એવું જાણી અતિથિકેરૂં, ઉલ્લંઘન ન કરવું અનેરૂં;
કિંતુ સાવધાનપણે સર્વદા, સન્માન કરવું મહામુદા. ૪૭
જે પાપ ભોક્તા અતિથિને મૂકી, કરે ભોજન તેને ચૂકી;
તે કરે પાપનું ભોજન ભાઇ, અન્ય જન્મ રે' પુરીષ ખાઇ. ૪૮
જેહ ગેહથી અતિથિ પાછો. ફરે કે થાયે રજ આછો;
તેને અતિથિ આપી જાય, જે જે પાપ કર્યા કે'વાય. ૪૯
કર્યા ગૃહસ્થે જે જે પુણ્ય, તે લે અતિથિ રાખે ન ન્યૂન;
ગમે તો આવી પાણી શાક, અથવા કાચો પાકો પાક. ૫૦
કે જે જમે ઘરબારી, તેહ આપવું અવિચારી;
એહ રીતે અતિથિપૂજાય, કરવી ઘરવાળે સા'ય. ૫૧
ગૃહપતિએ પિતૃને અન્ન, જળ આપવું મહાજન;
નિત્ય શ્રાદ્ધ કરવું તેણે, જોઇ પિતૃ રીઝે જેણે. ૫૨
જમાડવા વાડવ ઘેર, વાએક દ્વિજની કરવી પેર;
અગ્રાગ્રસમ દઇ ભૂદેવ, નિત્ય કરવી શુચિ સેવ. ૫૩
બ્રહ્મચારી ભિક્ષાએ આવ્યો, સંન્યાસી વેદ ભજાવ્યો;

---

૪૫ અનિત્ય ઇ૦—નિત્ય ( તિથિ તિથિ પ્રત્યે ) નથી આવતા એવા પુરૂષો અતિથિ કહેવાય છે ( ૪૬ સાથે અન્વય ). ૪૬ ( નરકઋણથી ) તૃપ્ત —અર્થાત્ મુક્ત. ૪૮ પુરીષ-મળ.૫૩ વાડવ—બ્રાહ્મણ. અગ્રાગ્રસમ—ગ્રાસ જેટલું અન્ન. (ગ્રાસના લક્ષણમાટે જુઓ કડી ૫૫ મી ).

તેને ભિક્ષા આપે સિદ્ધ, પામે ગેહપતિ નવનિધ. ૫૪
ભિક્ષાનો અર્થ કહું આજ, એક ગ્રાસ પ્રમાણે રાજ;
ચાર ગ્રાસનો અગ્ર કે'વાય, ચતુર્ગુણી અગ્રથી થાય. ૫૫
તેને દ્વિજ કહે હંતકાર, ઘરબારીનો જેવો ભાર;
અથવા વૈભવ હોય જેવો, થાયે દાનેશ્વરી તે તેવો. ૫૬
તેમાં પાપ ન થાયે પૂર, માન્ય અલર્ક મહાશૂર;
જો હોય નર શકિતમાન, તો આપવું પૂર્ણ ધાન્ય. ૫૭
જેથી અતિથિ સંતોષાય, પેટ ભરીને તે ખાય;
શક્તિ હંતકારની હોય, આપે તેટલું ચાલે તોય. ૫૮
અગ્ર પરિમિત કે ભિક્ષાય, આપ્યા વિના નવ ખવાય;
પે'લાં અતિથિને આપી, ઇષ્ટની ક્ષુધા કાપી. ૫૯
જ્ઞાતિ બાંધવ યાચક મુગ્ધ, હોય બાળ તો આપવું દુગ્ધ;
વૃદ્ધ રોગીને અનુકૂળ, આપી ક્ષુધાનું ટાળવું શૂળ. ૬૦
ક્ષુધાથી હોય હરકોઈ દુખી, અકિંચન પામે સુખી;
તેને યથાશકિતએ જાણ, કુટુંબી પેર કરવો પ્રમાણ. ૬૧
અર્થાદિકે થયો શ્રીમાન, રહ્યો આશરે દીન માન;
એક આધાર તેને તેનો, જ્ઞાતિજન શ્રીમાન જેનો. ૬૨
તેહ પામે કષ્ટ જો કદી, શ્રીમાન મદ જાય મદી;
તો દીન આચર્યો જે ધર્મ, મહાપાપિષ્ટ તે પર્મ. ૬૩

---

૬૧ અકિંચન ઇ૦—જેની પાસે કાંઇ ન હોય એવો જો કોઇ ક્ષુધાથી દુઃખી પુરૂષ પોતાની જાતના અથવા પોતાથી સુખી ( શ્રેષ્ઠ ) પુરૂષને પામે —અર્થાત્ તેને મળે. તેને—ક્ષુધાર્ત્તને. ૬૩ દીને—ગરીએ.

તેનો ભોક્તા થાય શ્રીમાન, કો ન પાપી તેહ સમાન;
સાયંકાળે અતિથિ આવ્યો, તેને સૂર્ય સમો મન લાવ્યો. ૬૪
સ્વય યથાશક્તિ શયન, આપ્યું આસન ને ભોજન;
પછે કરી પૂજા એની, ઉદ્ધરી સાત પેઢી તેની. ૬૫
ગૃહસ્થાશ્રમ રૂપી બલિવર્દ, શત ચર્યો એવી શર્દ;
તેને સ્કંધે વર્ણવ્યો તેવો, મૂક્યો ભાર કહું ફરી કેવો. ૬૬
તેને વહન કરે નર જેહ, તેનો ધન્ય માને સહુ દેહ;
થાય પ્રસન્ન તે પર વિધાતા, દેવ પિતૃ ને મુનિ ધાતા. ૬૭
અતિથિ બંધુ કરી મહાનાદ, વરસાવે કુસુમવરસાદ;
તેમ તૃપ્તી થયેલાં પશુ જેહ, પક્ષીસમૂહ જંતુ દેહ. ૬૮
અંતરથી આપે આશિષ, સુખ ભોગવો ક્રોડ વરિષ;
હવાં અત્રિ મુનિકેરી ગાથા, કહી સંભળાવું તુંને આતા. ૬૯
ગૃહસ્થાશ્રમ વિષે એહ, સુણી તું થા નિઃસંદેહ;
એક ચિત્તે સાંભળ્ય ભાઇ, ગાથા અત્રિની સુખદાઇ. ૭૦
ગૃહસ્થાશ્રમી નર ને સુરને, પૂજવા બંધુ પૂરને;
કુળ સ્ત્રીને પૂજવી પ્રીતે, પૂજવા ગુરૂ પ્રતીતે. ૭૧
યથા વૈભવ શ્વાનને દેવું, દઇ શ્વપચને સુખી રે'વું;
પક્ષીઓને તેનો ભાગ, આપવો નિર્મિ જે જાગ. ૭૨
એ તો વૈશ્વદેવ કે'વાય, દિને સાયંકાળે થાય;
નિત્ય કરવાનો નિમ ધરવો, આ દેહ ધારે જો તરવો. ૭૩
આમિષ કે અન્ન ઘરમાંય, જમવા કર્યું હોય કાંય;

---

૬૬ ગૃહસ્થાશ્રમઇ૦—ગૃહસ્થાશ્રમરૂપી બલિવર્દ (બળદ) એવી (એરીતે આચરણ કરતાં) સો શરદ (વરસ) ચર્યો (આચર્યો). સ્કંધે—ખાંધે. ૬૯ વરિષ—વરસ. ૭૦ ગાથા—કથા—વાર્તા.

તેં મધ્યેથી વિધિપુરસ્સર, નવ અરપાયું હોય પર. ૭૪
તે ન પોતે કરવું ભક્ષ, એવું અત્રિ મુનિ કે' દક્ષ;
એમાંનું પુરાણી પાળો શુંય, પૂછું પ્રેમાનંદ હુંય. ૭૫
એસો પુરાણ કે'વા જ્યારે, મહાપંડિત થાઓ ત્યારે;
ગયા ઘેર કે જાઓ ભૂલી, પણ રે'વું નરકે ઝૂલી. ૭૬
હું તો કહું તમારે કાજે, વ્યર્થ આવું નહિ હું વાજે;
ઇતિશ્રીમાર્કંડેયપુરાણ, મદાલસોપદેશો નિરવાણ. ૭૭
ઓગણત્રીશમો અધ્યાય થયો, શોક પુરાણીનો ગયો !
તે જોઇ રીઝ્યો વિપ્ર, ક્ષાંતિ ગુણ ગ્રહ્યો ક્ષિપ્ર. ૭૮

વલણ.

ક્ષિપ્ર ક્ષાંતિ ગુણ ગ્રહ્યો, ચાલ્યે કે અણચાલ્યે રે;
સંતોષીને સંતોષ તેમાં, વળી રીઝે વધુ આલ્યે રે. ૭૯

## કડવું ૮૪ મું.

### રાગ ધનાશ્રી.

મદાલસા કે' મારા પુત્ર જી, સુણ સર્વ કહું તુંને સત્ર જી;
નિત્ય કર્મ ને નૈમિત્તિક જી, વળી ત્રીજું નિત્યનૈમિત્તિક જી. ૧
ઘરબારીનાં કર્મ એહ જી, કહું ત્રણ તને નિઃસંદેહ જી;
એમાંનું પંચયજ્ઞ સંબંધી જેહ જી, નિત્યકર્મ તું જાણ્ય તેહ જી. ૨
પુત્ર જન્મ્યે થાય ક્રિયાય જી, તે કર્મ નૈમિત્તિક કે'વાય જી;
પૂર્વ શ્રાદ્ધાદિ કર્મ સર્વ જી, નિત્યનૈમિત્તિક મહાપર્વ જી. ૩
તેમાંહીથી કહું તને સારૂં જી, જેહ લાગે ચિત્તે ચારૂ જી;

પ્રેમાનંદે—પ્રેમથી અને આનંદથી (અથવા હું પ્રેમાનંદ એ પૂછુંછું).

વળી થાય ઉદય જેથી તારો જી, વર બોધ માનો સુત મારો જી. ૪
શ્રાદ્ધનૈમિત્તિક કહે જેને જી, શેષ વર્ણી ન શકે.તેને જી;
તારા પર કરવા ઉપકાર જી, તેહ કહું છું આ વાર જી. ૫
પુત્ર અવતરે જ્યારે ઘેર જી, ત્યારે થાય એ શ્રાદ્ધની પેર જી;
કરે પંડિત જન વિવાહ જી, તવ એ શ્રાદ્ધતણો ઉત્સાહ જી. ૬
યથાક્રમે તે ભાખું આજ જી, સુણતાં થાયે તારૂં કાજ જી;
એ શ્રાદ્ધમાં પિતૃઓ જેહ જી, પૂજાય નાંદીમુખ થાય તેહ જી. ૭
તેમાં પિતૃને દધિની સાથે જી, યવમિશ્ર પિંડ દેવાય હાથે જી;
જે શ્રાદ્ધ કરવા બેસે જન જી, કરવું તેણે ઉત્તર દિશ વદન જી. ૮
અથવા છે વિકલ્પ એમાં જી, પૂર્વાભિમુખે બેસવું તેમાં જી;
વળી સાવચેતી રાખવા ભાખ્યું જી, પવિત્રપણું પૂરૂં દાખ્યું જી. ૯
વળી મત વિચક્ષણના એવો જી, વૈશ્વદેવ કર્યા વિણ સેવો જી;
નાંદીશ્રાદ્ધને નિરધાર જી, એવું સુધી વદે કો સાર જી. ૧૦
એ શ્રાદ્ધ કરતાં બે દ્વિજ જી, બેસાડવા આણી રીઝ જી;
કરી પૂજા તેમની પૂરી જી, દઈ દક્ષિણા ઉઠાડવા સૂરી જી. ૧૧
નૈમિત્તિક શ્રાદ્ધ વૃદ્ધિ સમયે જી, થાય ઔર્ધ્વદૈહિક ક્રિયાએ જી;
એહ શ્રાદ્ધ તે નૈમિત્તિક જી, સર્વ માનો ઠીકાઠીક જી. ૧૨
જે દિવસે મરે નર નારી જી, કરે પ્રેત ઉદ્દેશી સંભારી જી;
નામે એકોદ્દિષ્ટ જે શ્રાદ્ધ જી, તેહ સુણાવું વિણ બાધ જી. ૧૩

---

૭ નાંદીમુખ—પિતા, પિતામહ, પ્રપિતામહ, એ ત્રણ પિતૃઓથી ઉપરના બધા પિતૃઓને 'નાંદીમુખ' એવી સંજ્ઞા છે અને શુભ પ્રસંગે તેમનું પૂજન કરવામાં આવે છે.

૮ યવમિશ્ર—જવ સહિત. ૯ વિકલ્પ—બીજા પ્રકારની કલ્પના. ૧૦ સેવો—(નાંદીશ્રાદ્ધને). સુધી—સારી બુદ્ધિવાળો.

૧૨ વૃદ્ધિ—પુત્ર જન્મ. ઔર્ધ્વદૈહિક—મૃત્યુ પછીની. ૧૩ એકોદ્દિષ્ટ—એકલા પ્રેતને ઉદ્દેશીને જે શ્રાદ્ધ કરવામાં આવે છે તે.

એહ શ્રાદ્ધમાં દેવનું પૂજન જી, નવ થાય કદી સુત સજ્જન જી;
એક પવિત્ર ધારણા ધારી જી, ન આવાહન કરાય સંભારી જી. ૧૪
પિતૃ વૈશ્વદેવ કે દેવ જી, તેની સધાય ન મને સેવ જી;
અગ્નૌકરણ નામે વિધિ જી, તેને નાખવો જોઇએ નિધિ જી. ૧૫
અજીઠાને નિકટભાગે જી, એક પિંડે પ્રેત અનુરાગે જી;
તેની વિધિ કરવી આવી જી, પિંડ પર અપસવ્યે કાંવી જી. ૧૬
પ્રેતનું દઇને નામ જી, અક્ષય તિલોદક દેવું આમ જી;
આ નામવાળા પ્રેતને મળજો જી, તેનું દુઃખ આથી ટળજો જી. ૧૭
વિસર્જન કરવો હોય વિપ્ર જી, કેંવું વિરામો દ્વિજ ક્ષિપ્ર જી;
તેનો ઉત્તર દે ભૂદેવ જી, લીધી વિશ્રાંતિ તતખેવ જી. ૧૮
એ રીતે પ્રશ્ન ને ઉત્તર જી, શ્રાદ્ધકારે સુણવા નીડર જી;
નહિ સન્મન્યાકિરે કાજ જી, તેમ કરતાં કથળે કાજ જી. ૧૯
એહ શ્રાદ્ધ પ્રત્યેક માસે જી, કરવું સારી મન આશે જી;
એક વર્ષ થતા સુધી પૂરૂં જી, નવ મૂકવું એહ અધૂરૂં જી. ૨૦
વર્ષ પૂરૂં થયા પૂંઠે ઇચ્છાય જી, કરવાની થાય તો શું કરાય જી;
તેહ કહું સાંભળ્ય સુત જી, સપિંડી શ્રાદ્ધ કરવું અદ્ભુત જી. ૨૧
તેનો વિધિ હવાં ભાખું જી, શ્રાદ્ધનું બાકી નવ રાખું જી;
એ પાણ શ્રાદ્ધ દેવવિહીન જી, કરવું જોઇએ અનુદિન જી. ૨૨
સાથે એક અર્ધ્ય ને પવિત્રી જી, રાખવી દેહ વિચિત્રી જી;
અગ્નૌકરણ ન એમાં થાય જી, આવાહન જને ન કરાય જી. ૨૩
અપસવ્ય તો કરવું જોઇએ જી, શ્રાદ્ધ કર્યેથી દુષ્કૃત ધોઇએ જી;
એક સંખ્યા દ્વિજની એમાં જી, કહી જમાડવાની જેમાં જી. ૨૪

---

૧૫ અગ્નૌકરણ ઇ૦—અગ્નૌકરણ નામે શ્રાદ્ધનો એક વિધિ છે તેને (નિધિ) સમુદ્રમાં નાખવો. અર્થાત્ તે ન કરવું. ૧૬ નિકટભાગે—પાસે. ૨૨ દેવવિહીન—દેવોનું આવાહન કર્યા સિવાય.

સપિંડીના છે વિધિ બીજા જી, તે સંભળાવું સુત રીઝો જી;
હે વત્સ તે શ્રાદ્ધમાં ચાર જી, પાત્ર મૂકવાં અવિકાર જી. ૨૫
એકમાં ભરવા તલ જાણ જી, બીજે ચંદન પ્રમાણ જી;
ત્રીજામાં જળ ભરી પૂર્ણ જી, ચારે બાજુ અન્નનું ચૂર્ણ જી. ૨૬
વેરીને ત્રણ તે પાત્ર જી, પિત્ર નામે કલ્પવા માત્ર જી;
એક.પાત્ર રહેલું જેહ જી, કલ્પવું ભૂત નામે તેહ જી. ૨૭
પછે તે ત્રણ પાત્રકેરી માંય જી, અર્ઘ્યજળ રેડવું ત્યાંય જી;
પ્રેતપાત્રનું વળી જળ જી, તેમાં રેડવું ધરી બળ જી. ૨૮
" યેસમાના " ઇત્યાદિ મંત્ર જી, ભણવો તાજો કરી તંત્ર જી;
બાકીનું રહેલું શ્રાદ્ધ જી, કરવું પૂર્વ પેઠે વિણ બાધ જી. ૨૯
એકોદ્દિષ્ટ શ્રાદ્ધ નારીનું જી, કરવું જોઇએ સંસારીનું જી;
જો ન હોય નારીને તન જી, કરવું સપિંડીકોએ અનુદિન જી. ૩૦
એકોદ્દિષ્ટ શ્રાદ્ધ નારીકેરૂં જી, કરવું સંવત્સરના થઇ હેરૂ જી;
તેમ જે દિવસે મરે નારી જી, તેની કરવી ક્રિયા અવિધારી જી. ૩૧
એકોદ્દિષ્ટ પુરૂષનું જેવું જી, કરવું નારીમરણે તેવું જી;
જો ન હોય નરને સંતતિ જી, તો તેના સપિંડ પુરૂષે અતિ જી— ૩૨
શ્રાદ્ધ કરવાની શ્રદ્ધા ધરવી જી, વૈતરણી જેને તરવી જી;
જો ન હોય તેવો કોઇ નર જી, તવ માન્યો સહોદર વર જી. ૩૩
જો ન તે હોયે કદાપિ જી, માતા સપિંડ ચાલે તથાપિ જી;
કે ચાલે સહોદર તેનો જી, લે પિતૃઓ પિંડ એનો જી. ૩૪
અપુત્રનું સારવા શ્રાદ્ધ જી, નથી દોહિત્રને બાધ જી;
સમ્યક પ્રકારે તેનાથી થાય જી, એમાં અજુક્તુ ન કે'વાય જી. ૩૫

---

૨૭ વેરીને—( અન્નનું ચૂર્ણ ). ૩૦ કરવું ઇ૦—તો તેના સપિંડી ( કુટુંબી ) પુરૂષોએ શ્રાદ્ધ કરવું.

માતામહનું શ્રાદ્ધ સારે જી, દીકરી જે દીકરા ધારે જી;
જે નર સંબંધી માતામહના જી, હોયે તેવા પિતામહના જી. ૩૬
એમ ઉભય સંબંધી જેહ જી, નૈમિત્તિકે પૂજી શકે તેહ જી;
જો ન હોય વંશમાં કોઇ જી, તદા કામિનીએ કરવું શ્રાદ્ધ જોઇ જી. ૩૭
પોતાના પતિનું સારી રીતે જી, શ્રાદ્ધ સારી શકે નારી નીતે જી;
મરનારાને ન હોય નારી જી, નવ સગે સંબંધે સારાસારી જી. ૩૮
એવાનું ન કરે જન શ્રાદ્ધ જી, તેમાં આવે નૃપતિને બાધ જી;
માટે રાજાએ મરનાર જનના જી, કુટુંબી કરવા એક મનના જી. ૩૯
પછે તેની પાસે સરાવવું શ્રાદ્ધ જી, તો તે નૃપ મનાયે સાધ જી;
મુએલાની દાહાદિક ક્રિયા જી, કરતાં ખોળવા સગા ક્રિયા જી. ૪૦
તેને ખોળી શ્રાદ્ધનાં કર્મ જી, કરાવવાં એ નૃપધર્મ જી;
કાં કે રાજા છે બાંધવ સહુનો જી, જેના પર જીવારો બહુનો જી. ૪૧
અહો સુત ક્રિયાઓ બેય જી, નિત્ય નૈમિત્તિક નામ જેહ જી;
મેં સંભળાવી તને સત્ય જી, એમ આચરજે મહામત્ય જી. ૪૨
હવાં નિત્ય નૈમિત્તિક કહું તુને જી, એવી ઇચ્છા ઉપની હુંને જી;
એક ચિત્તે તું સાંભળ્ય તેહ જી, જેથી થવાશે નિઃસંદેહ જી. ૪૩
એ ક્રિયાધર્મમાં વિધુક્ષય જી, એવા કાળનો કરવો વિક્રય જી;
તેમાં જે દર્શ તે નિમિત્ત જી, હવાં નિત્યને ધર ચિત્ત જી. ૪૪
તેના નિયમિત સમય જેહ જી, નિત્યતાદર્શક તેહ જી;
એ બે નિત્ય નૈમિત્તિક કે'વાય જી, અહીં થયો ત્રિંશોધ્યાય જી. ૪૫
બોલો બોલો પુરાણીબાવા જી, જોઇએ શ્રાદ્ધાન્નના લાડુ ખાવા જી!
એમાં શો અધિકાર તમારો જી, કેટલોક પાપમોટ વધારો જી!! ૪૬

---

૪૪ વિધુક્ષયનો કાળ—અમાવાસ્યા. તેમાં ઈ૦—નૈમિત્તિક શ્રાધ્ધમાં દર્શ ( અમાવાસ્યા ) એ નિમિત્ત છે.

અથવા કહેલું શાસ્ત્રે સારો જી, શ્રાધ્ધાન્ન મનમાં વિચારો જી;
વ્યર્થ અણસમજુને મારો જી, પે'લાં તમારાં ઉદ્ધારો જી. ૪૭
હવાં તો નમસ્કાર મારો જી, માથે પડી ત્યારે વિચારો જી;
વિપ્રદ્વેષને અવિધારો જી, નથી ઉગરવાનો આરો જી. ૪૮
અર્થ કુડી રીતે સારો જી, ન જુઓ કનક તુલસીક્યારો જી;
છે દ્વેષનો સાગર ખારો જી, મારે જાગતાં આવી મારો જી. ૪૯

વલણ.

આવી મારો મારે જાગતાં, લાગતાં ઉર લા'ય રે;
જન પ્રેમાનંદ સત્ય ભાખે, કરો તરવાનો ઉપાય રે. ૫૦

## કડવું ૮૫ મું.

રાગ કેદારો.

મદાલસા કે' સુણય મારા તન, કર્યું સપિંડીશ્રાદ્ધ પાવન;
પ્રોટમ મન કહું સર્વે તને રે. ૧
એ શ્રાદ્ધ થયે નિરવાણ, પિતા પ્રપિતામહ પ્રમાણ;
તેની જાણ ગતિ સૂઝી મને રે. ૨

ઢાળ.

મને સૂઝી ગતિ પ્રપિતામહની, તે પિંડદાન થયા પછે;
હસ્તે વળગ્યું અન્ન ખાયે, તેવા પિતૃથી પર તે ગછે. ૩
હાથે વળગેલું અન્ન જે, રહી ખાય પિતૃલોક;
તેના પછીના ત્રણની ગતિને, પામી થાય અશોક. ૪

---

૪૭ સારો- સિદ્ધ કરો. ૪૯ કનક—ધંતૂરો. અર્થાત્ ધંતુરાનો કે તુળસીનો ક્યારો તમે જોતા નથી—બન્નેને સરખા ગણો છો.

પિતૃમાંથી પિંડ તેના, નાશ થાયે જાણ;
સપિંડીએ લાઇ પ્રેતકેરી, પિતૃદશા પ્રમાણ. ૫
એ ત્રણ પિતૃમાં એક વાધ્યે, થાય છેવટની ગતિ;
તેનું પિતૃનાંદીમુખ કરતાં, થાય સર્વે સદ્‌ગતિ. ૬
પુત્રે દીધેલા પિંડનું, જે લેપ ભક્ષ કરનાર;
એ ત્રણથી છેલ્લો શ્રાદ્ધકારજ, યજમાન સહિત સાર. ૭
એમ ગણતાં આઠમો નર, તેહ સમયે જાણ;
પિંડલેપના ભોગથી, થાય સંબંધ વિણ નિર્વાણ. ૮
સુત ! સપિંડી સાર્યા પછી, પિતાપિતામહ જેહ;
વળી પ્રપિતામહ થાય જાણો, સંબંધી પિંડી એહ. ૯
છે વૃદ્ધ પિતામહથકી, જે ત્રણ પુરૂષો સાર;
તે લેપના સંબંધવાળા, જાણય તું નિરધાર. ૧૦
એ માંહીના છેલ્લો ગણી નર, સમજ સુત સુજાણ;
તું સપ્તમો યજમાન લે, થાય તે નિરવાણ. ૧૧
યજમાનથી આરંભી એવો, સપ્ત પેઢી સંબંધ;
મુનિ માત્ર ગણી ગયા સુત, ધ્યાઇ ધર્મને ધંધ. ૧૨
એહ પછીની જેહ પેઢી, રહી પુત્ર પ્રમાણ;
તે અનુલેપભક્ષક જાણવા, માની સત્ય મારી વાણ. ૧૩
હે સુત ! એ નર સપ્તથી, તે રહ્યા ઉપર અન્ય;
તે પિતૃમાંથી કોઇ સ્વર્ગે, સુખ પામે ધન્ય. ૧૪
સુત ! કોઈ પડિયા નરકમાં, વળી કોઇ તિર્યક જાત;

---

૮ પિંડલેપ ઇ૦—અર્થાત્ પિંડનો લેપ જે હાથે ચોટી રહ્યો હોય તેનો ઉપયોગ કરવાનો તેને સંબંધ રહેતો નથી.

૧૩ અનુલેપભક્ષક—પિંડ કરતાં હાથે ચોટી રહેલા લેપનું ભોજન કરનારા.

કોઇ પૃથ્વી આદિક ભૂત માંહિ, વશ્યા થઇ વિખ્યાત. ૧૫
તે સર્વને યજમાન જે રીત, શ્રાધ્ધે કરે સંતુષ્ટ;
તેહ વિસ્તારી વદું હું, સુણી થા તું પુષ્ટ. ૧૬
શ્રાદ્ધકર્ત્તા, જેહ જન, જગતિ પર નાખે અન્ન;
તે અન્ન પિતૃ પિશાચ પામે, થાય તૃપ્ત તેનું તન. ૧૭
જે શ્રાદ્ધ કરવા માટ નાહે, ધારી શ્રાદ્ધનું ધ્યાન;
તેના વસ્ત્રથી જે જળ પડે, તેણે વાધે પિતૃવાન. ૧૮
વૃક્ષાદિરૂપે જે થયા તે, એ વિધે સંતોષાય;
વળી સ્નાન કરતાં વારિબિંદુ, જે પડે ભૂમિ માંય. ૧૯
તેણે કરી સ્વર્ગે રહ્યા સહુ, પિતૃ સંતોષાય;
શ્રાદ્ધ કારણ પિંડ કીધા, તે ઊંચકી લેવાય. ૨૦
વેરાયલા કણ જે રહ્યા, તિર્યક્ તેણે સંતોષાય;
શ્રાદ્ધ કર્ત્તાતણા કુળમાં, પૂર્વે કદી કોઇ રાયઃ— ૨૧
કે રંક હોયે જાતનો, (પણ) પામ્યો ન દાહક્રિયાય;
તેહતણો વિધિ સહુ ભાખું, (વળી) મરે જે જ્ઞાન વિનાય. ૨૨
અથવા બાળક મુઆં, કે ક્રિયા કરવા યોગ્ય;
તેહની ક્રિયા ન કીધી, પછે હોય શું આરોગ્ય! ૨૩
એવાં સર્વ જે જે મુઆ જાણો, મળે તેને શુંય;
શ્રાદ્ધ કરી અન્ન લઇ સઘળું, સુણ્ય પાણી રેડે તુંય. ૨૪
તેહ પાણીવતી ત્યાંહી, કરે નારી અબોટ;
તેવડે તેવા પિતૃકેરી, ખાધાની ભાગે ખોટ. ૨૫
શ્રાદ્ધના શ્રાદ્ધી દ્વિજ બેઠા, ભોજન કરવા માટે;
તે આચમન કરે જમી રહ્યા પછી, તે જળ તેને માટે. ૨૬

---

૧૭ જગતિ—પૃથ્વી. ૨૩ આરોગ્ય—અર્થાત્ ભલું.

વા પાદપ્રક્ષાલનનું જળ, તેવડે સંતોષાય;
પિશાચ કે કૃમિ કીટ થયા મરી, તે જળ વેંચી ખાય. ૨૭
હે સૂનુ ! એ વિધિ શ્રાદ્ધનો, વળી સારવાનો એમાં;
યજમાન શ્રાદ્ધ કરવા બેઠો, કે દ્વિજ જમે તેમાં. ૨૮
પિતૃનો સંતોષ માનિયો, શ્રાદ્ધ વિષે સુણય સુત;
અન્ન જળ પડેલું ખાતા, પિતૃ પૂત અપૂત. ૨૯
આ રૂડે જન શ્રાદ્ધ કરે તે, પિત્ર સહુ રૂડે પામે;
તે જળ અન્ન જો શુદ્ધ હોય તો, આવે સારે કામે. ૩૦
વા અશુદ્ધ કે ઉચ્છિષ્ઠજ, તે પણ પિતૃને ભાવે;
તૃપ્ત થાય તન તેમનાં, સાંભળ્ય સુત તું હાવે. ૩૧
અન્યાય માર્ગે કરી ધન જોડ્યું, તેવડે કરતા શ્રાદ્ધ;
તેવાના કુળ માંહે માનો, ચાંડાલાદિક બદ્ધ. ૩૨
તેવી અનેક નીચ યોનિ-માંહે પડિયા સાર;
તેવે શ્રાદ્ધે તૃપ્ત થાય તે, શ્રાદ્ધ કર્યે નિરધાર. ૩૩
એહ પ્રકારે શ્રાદ્ધકારના, બંધુ આદિકે નાખ્યું;
અન્ન જળ કે બિંદુ તેનાં, દેહ પુષ્ટપણ દાખ્યું. ૩૪
એ કારણની ધારણ ધારી, સર્વે મનુષ્યે જાણ;
શાક પત્રાદિકવડે પણ, શ્રાધ્ધ કરવું પ્રમાણ. ૩૫
યથાવિધિ શ્રાદ્ધજ કરતાં, શ્રધ્ધા સારી જોઇએ;
શ્રાદ્ધ તો સર્વેએ કરવું નિશ્ચે, એ નવ તજવું કોઇએ. ૩૬
એ વિધિકેરો લોપ નહિ જ્યાં, ત્યાં સુખ શાંતિ સર્વ;
સ્વયનો કુટુંબી નહિ કોઈ દુખિયો, છે શ્રાદ્ધ મોટું પર્વ. ૩૭

વલણ.

છે શ્રાદ્ધ મોટું પર્વ સહુમાં, નહિ અધિક કો એથકી રે;
ચાતુર્વિંશી ચતુર્ભુજની, સેવામાં રહેતો ટકી રે. ૩૮

## કડવું ૮૬ મું.

### રાગ સારંગની દેશી.

મદાલસા કે' સુણ્ય વા'લા રે,
શું શું સમજાવું .કાલા રે;
શ્રાધ્ધ નિત્ય નૈમિત્તિક જેહ રે,
તેનાં કાળરૂપ કહું શું એહ રે. મદાલસા૦ ૧
કહું જે દ્રવ્યો એ સરાય શ્રાધ્ધ રે,
વળી આવે તેમાં ક્યાં બાધ રે;
તે તું સાંભળ એકે મને રે,
ઈચ્છા ઉપની કે'વા મને રે. „ ૨
પ્રત્યેક માસે દર્શન દિન રે,
જ્યારે થાય વિધુક્ષય મીન રે;
દિવસ અષ્ટમીના તેવો રે,
શ્રાધ્ધ માટે જોવા જેવો રે. „ ૩
હવાં સ્વેચ્છાએ કરવાં શ્રાધ્ધ રે,
તે માટે કહે શું સાધ રે;
શ્રોત્રિયાદિ બ્રાહ્મણ વિશિષ્ટ રે,
નહિ પુરાણી જેવો શિષ્ટ રે! „ ૪
તે આવી મળે જ્યારે રે,
શ્રાધ્ધ કરવાનો કાળ ત્યારે રે;
સૂર્ય ચંદ્રગ્રહણનો યોગ રે,
દક્ષિણાયનનો સંયોગ રે. „ ૫

---

૧ કાળરૂપ—કયે દિવસે ( કેવે સમયે ) તે કરવાં તેનું સ્વરૂપ. ૩ દર્શ—અમાંસ. વિધુક્ષય—ચંદ્રનો ક્ષય.

તેવો ઉત્તરાયનનો જોઇ રે,
મકર કર્કથી સાથી સોઇ રે;
સૂર્ય મેષ તુલા રાશિનો થાય રે,
વ્યતિપાતયોગ કહેવાય રે. મદાલસા० ૬
શ્રાધ્ધ કરવા જેટલું ધન રે,
પ્રાપ્ત થયું હોય મહામન રે;
દુઃસ્વપ્ન જોયામાં આવે રે,
જન્મ નક્ષત્ર કાળ લાવે રે. ,, ૭
ગ્રહ સંબંધી થાય પીડાય રે,
ત્યારે સ્વેચ્છાએ શ્રાદ્ધ થાય રે;
હવાં કાંઇ શ્રાદ્ધમાં શ્રાદ્ધી જોઇએ રે,
તે ભાખું સંશય ખોઇયે રે. ,, ૮
વિશિષ્ટ શ્રોત્રિય યોગયુક્ત રે,
હોય વેદાધ્યયને પુક્ત રે;
સામવેદ ભણેલો સારો રે,
ભણે ત્રિણાચિકેતનો ધારો રે. ,, ૯
ત્રિમધ્વાદિ ઋચા ભણતો રે,
ત્રિસુપર્ણને શુભ ગણતો રે;
ષટ્ વેદાંગ શીખ્યો જેહ રે,
વળી હોયે દારિદ્ર તેહ રે. ,, ૧૦
ઋત્વિક અને જમાઇ રે,

---

૯ વિશિષ્ટ—શ્રેષ્ઠ. શ્રોત્રિય—વેદપાઠી. ત્રિણાચિકેત—આથર્વણ વેદના નાચિકેત નામે ત્રણ ભાગ.

૧૦ ત્રિમધ્વાદિ—મધુવાતાઋતાયતે, એ વગેરે ત્રણ મંત્ર. ત્રિસુપર્ણ—એ નામના મંત્રો.

ભગિની સુતની સગાઈ રે;
શ્વશુર ને વળી મામો રે,
મૂકી પંચાગ્નિ બેસે સામો રે. મદાલસા૦ ૧૧
તપમાં નિષ્ઠાળુ જેહ રે,
માતામહાદિ સહુ એહ રે;
શિષ્ય અથવા તેનો સ્નેહી રે,
વા સંબંધી ઉજેહી રે. „ ૧૨
માની ભગિનીકેરો સુત રે,
બીજા બાંધવ કૃતિ પૂત રે;
એ સર્વ ભૂદેવ શ્રાદ્ધને યોગ્ય રે,
ભાણ્યુ પીરસ્યું ભક્ષવા ભોગ્ય રે. „ ૧૩
એ વિનાનો આવે ન કામ રે,
હોય સતપુરાણી મહા નામ રે;
શ્રાદ્ધમાં તો કહ્યા તેવા રે,
જમાડવા ન બીજાને એવા રે. „ ૧૪
હવાં સાંભળ્ય સુત તુ મારા રે,
કહુ શ્રાદ્ધે કોને વાર્યા રે;
હોય બ્રહ્મચર્યાદિ વ્રતમંડિત રે,
તેથી થયેલો જે ખંડિત રે. „ ૧૫
હોયે રોગાસક્ત શરીર રે,
અંગ ન્યૂનતાવાળો વીર રે;
વા અંગ વધારે જેને રે,
પુનર્વિવાહિત પુત્ર તેને રે. „ ૧૬

---

૧૩ માની-ભગિનીકેરો—માસીનો કૃતિ ઇ૦—જેની કતિ ( કર્મ ) પૂત ( પવિત્ર ) હોય

હોય કાણો કે દષ્ટિહીન રે,
કુંડકુંવર ન જોઇએ દીન રે;
ગોલક ને મિત્રનો દ્રોહી રે,
ન જોઇએ નપુંસક કોઇ રે. મદાલસા૦ ૧૭
જેના નખ ખરી ગયા હોય રે,
શ્યામદંતાળો નવ કોય રે;
બ્રાહ્મકર્મનો કીધો ત્યાગ રે,
જાતિભ્રષ્ટ થયો મહાભાગ રે. " ૧૮
પિતાએ મિથ્યાપવાદ ચઢાવ્યો રે,
ઉદ્યમ ચાડી ચૂગલી ભાવ્યો રે;
સોમરસનો વેચણહાર રે,
કન્યકા દૂષિત કરનાર રે. " ૧૯
વૈદ્યવિદ્યાકેરો જાણ રે,
ગુરૂ માત તાત તજ્યાં નિરવાણ રે;
ગુરૂ થઇ શિષ્યને કે' આવું રે,
ધન આટલું દે તો ભણાવું રે. " ૨૦
એવો ભણાવનાર ન જોઇએ રે,
વિદ્યા વેચનારો કોઇએ રે;
મિત્રનું નહિ શ્રાદ્ધમાં કામ રે,
પરણેલીનો પુનરપિ સ્વામ રે. " ૨૧
વેદત્યાગી અગ્નિહોત્રત્યાગી રે,
જેણે પરની પત્ની માગી રે;

---

૧૭ કુંડકુંવર—સ્વામી જીવતો છતાં વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર. ગોલક—સ્વામી મરી ગયા પછી વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર. ૧૮ બ્રાહ્મકર્મનો—સંધ્યાવંદનાદિકનો.

બીજાં એવાં અનેક કુકર્મ રે,
જેણે તજ્યો સ્વયનો ધર્મ રે. મદાલસા૦ ૨૨
એવો શ્રાદ્ધમાં નવ નોતરવો રે,
હોયે ભવાબ્ધિ જેને તરવો રે;
કદા પાપનો ભારો ભરવો રે,
તો શ્રાદ્ધમાં પુરાણી ધરવો રે. „ ૨૩
હે વત્સ ! સાંભળ્ય મારી વાત રે,
પૂર્વે કહ્યા વિપ્ર મખ્યાત રે;
શ્રાદ્ધકાર્યમાં એ'વા જોગ રે,
તેનો સાધવો કેવો યોગ રે. „ ૨૪
જે દિવસ હોયે શ્રાદ્ધ રે,
તેને પે'લે દિન નોતરવા સાધ રે;
પછે પિતૃનો દિવસ આવે રે,
ત્યારે સુરના જે દ્વિજ કા'વે રે. „ ૨૫
અથવા પિતૃનિયોગમાં તેની રે,
કરીદવી યોજના એની રે;
શ્રાદ્ધ કરનાર નરે તે દિન રે,
નવ કરવાં આચરણ ભિન્ન રે. „ ૨૬
તેમ શ્રાદ્ધીએ ઇંદ્રિયશુદ્ધ રે,
રે'વું વિષયવર્જિત બુદ્ધ રે;
જે શ્રાદ્ધ કરનારો નર રે,
અને તે જમનારા વર રે. „ ૨૭
તેમાંથી આચરે કોઈ મૈથુન રે,

---

૨૩ ભવાબ્ધિ—સંસારરૂપી સાગર. ૨૫ સુરના—દેવના. અર્થાત્ દેવકાર્યાર્થે નોતરેલા. ૨૬ પિતૃનિયોગમાં-પિતૃના કાર્યની યોજનામાં.

તેનું પાતક કે'તા મહામુન રે;
ઉભયમાંથી કરે કૂડું કર્મ રે,
તેના જાંહે જાએ ધર્મ રે. મદાલસા૦ ૨૮
તેના પિતૃ તેને રેતે રે,
એક માસ પડો રે' બેતે રે;
કરી નિમંત્રણ શ્રાદ્ધકેરૂં રે,
કે સ્વીકારી નિમંત્રણ અવેરૂ રે. ,, ૨૯
પછે ભોગવે જે ભામિની રે,
શ્રાદ્ધ પૂર્વની યામિની રે;
તેના પિતૃને મહાદુઃખ થાય રે,
વીર્યમૂત્ર તે બેઠા ખાય રે. ,, ૩૦
તેના અવધિ છે એક માસ રે,
એવા કુકર્મે થાયે ત્રાસ રે;
એવાં પાતકને પિછાની રે,
નવ જોવા પુરાણી માની રે. ,, ૩૧
શુદ્ધ દ્વિજને નોતરૂં દેવું રે,
શ્રાદ્ધમાં જમવાનું કે'વું રે;
શ્રાદ્ધી થવાનું જાણે જેહ રે,
રહે જીતેંદ્રિય તેહ રે. ,, ૩૨
શ્રાદ્ધને દિવસે કદી ભાઈ રે,
ન મળે આગમ કે કહ્યા દ્વિજરાઈ રે;
તથાપિ તરૂણીવાળા તજવા રે,
યતિ જીતેંદ્રિયને નવ ભજવારે. ,, ૩૩

---

૨૮ જાંહે જાયે—નાશપામે. ૨૯ રેતે—વીર્યમાં. ૩૩ આગમ કહ્યા—શાસ્ત્રમાં કહ્યા છે તેવા.

જે મને કર્યાં નિમંત્રણ જમવા રે,
તેને યજમાને દેવા ન ભમવા રે;
પોતે ઇંદ્રિયસંયમી રે'વું રે,
તેવા રે'વા સામાને કે'વું રે. મદાલસા૦ ૩૪
પિતૃઓ શુક્લપક્ષ કરતાં રે,
કૃષ્ણપક્ષમાં પ્રીતિ ધરતા રે;
તેમ દિવસના પૂર્વ ભાગ રે,
કરતાં ઉત્તરમાં અનુરાગ રે. ,, ૩૫
એવું છે માટે સુણય સુત રે,
પિતૃ મધ્યાન્હોત્તર પૂત રે;
ગણે સર્વ મુનિને શૂર રે,
માને મોટા મુનિ પૂર રે. ,, ૩૮
એવા મધ્યાન્હોત્તર કાળે રે,
નિમંત્રેલા બ્રાહ્મણ ભાળે રે;
કે યજમાને દેવું માન રે,
ગણવા ગોવિંદ સમાન રે. ,, ૩૭
પછે હાથમાં પવિત્રી ધારી રે,
આચમન આપવું અવિધારી રે;
વળી નમ્ર થઇને કે'વું રે,
આપી આસન ને માન દેવું રે. ,, ૩૬
પિતૃના બ્રાહ્મણ એકી મા'વે રે,
સુરના બેકીમાં આવે રે;
તદપિ તેનો નિકાલ રે, ..

૩૬ મધ્યાન્હોત્તર—મધ્યાન્હ પછીના સમયમાં.

યજમાને છે નૃપબાળ રે! મદાલસા૦ ૩૯
વળી એ માટે કહ્યું આવું રે,
યથાશક્તિ જેટલું ધાવું રે;
ઇક સુર ને પિતૃનો એક રે,
કહ્યો શાસ્ત્રે એવો વિવેક રે. „ ૪૦
માતામહ વૈશ્વદેવતણો રે,
એકેકો દ્વિજ ગણ્યો રે;
છે કેટલા મુનિનો અભિપ્રાય રે,
માતામહ વૈશ્વદેવની માંય રે. „ ૪૧
જોઇએ બેના જૂદા જૂદા દ્વિજ રે,
તો પિતૃ પામે રીઝ રે;
ધાર્યા દેવના બ્રાહ્મણ જેહ રે,
પૂર્વાભિમુખે બેસાડવા તેહ રે. „ ૪૨
પિતૃના ઉત્તરમુખે જાણ રે,
એવો માતામહનો વિધિ પ્રમાણ રે;
કહ્યો વિચક્ષણે સરખો રે,
ધર્મ કઠિન જોઈ ન ધરખો રે. „ ૪૩
નોતરેલા બ્રાહ્મણ કાજે રે,
લેવું દર્ભાસન દ્વિજરાજે રે;
તેના પર બેસાડી કરી રે,
અર્ધ્યપ્રદાન રેવું ધરી રે. „ ૪૪
પછે પૂજા કરવી તેની રે,
દર્ભને પવિત્રી આપવી કેની રે;

---

૩૯ યજમાને-યજમાનની ઇચ્છા ઉપર. અર્થાત્ એકી કે બેકી સંખ્યામાં બ્રાહ્મણો રાખવા તેનો નિકાલ યજમાનની ઇચ્છા ઉપર છે. ૪૩ ધરખો—હારી જાઓ. ( ધૃષ્—હરાવવું, એ ઉપરથી ).

જેહ અર્ઘ્ય કર્યાં હોય સિધ્ધ રે,
જવ કેરો, જેહ પ્રસિધ્ધ રે;
તેને સાટે નાખવા તલ રે,
ધરવું અપસવ્યે કલ્પના બળ રે. સદાલસા૦ ૫૧
પછે બ્રાહ્મણ બોલે આવું રે,
અગ્નિ કાર્ય કર મન ભાવ્યું રે;
એવું સુણી યજમાને વેણ રે,
કરવું અગ્નિ પ્રભુને કેણ રે. ,, ૫૨
પ્રસન્ન કરવા જો પિતૃને હોય રે,
કરવું અગ્નિનું કાર્ય તોય રે;
અગ્નિમાં આહુતિ નાખવી કેવી રે,
તેહ જણાવું જાણું જેવી રે. ,, ૫૩
ક્ષાર વ્યંજનવર્જિત અન્ન રે,
વિધિપૂર્વક નાખવું તન રે;
કવ્યવાહક વન્હિને માટે રે,
સ્વાહા મંત્ર જપી શિરસાટે રે. ,, ૫૪
હોમે આહુતિ જે જન રે,
થાય પિતૃનું પ્રસન્ન મન રે;
ત્યમ સોમ પિતૃમાન માટે રે,
સ્વાહાકેરે રેવું ઘાટે રે. ,, ૫૫
એનાએ મંત્રે આહુતી રે,
આપવી કરી પિતૃ નુતિ રે;
પ્રેતપતિ યમને કાજે રે,
સ્વાહા ઉચરવો શ્રાદ્ધ સાજે રે. ,, ૫૬

૫૪ કવ્યવાહક—માંસની આહુતિ લેનાર. ૫૬ નુતિ—નમસ્કાર.

કર્યા પદાર્થ જમવા કાજે રે,
તે માંહિના સમ્યક રાજે રે;
તે રહે સર્વને માટે રે,
પીરસવા તેવે ઘાટે રે. મદાલસા૦ ૬૩
આગ્રહકરી જમાડવા જાણ રે,
એવું શાસ્ત્ર પુરાણે પ્રમાણ રે;
શ્રાદ્ધાન્ન જમતા બેઠા દ્વિજરાય રે,
તવ અસુરહત મંત્ર જપાય રે. „ ૬૪
તિલના દાણા પૃથ્વી ઉપર રે,
વેરવા વારંવારે કર રે;
કાં કે દાનવ ભૂતાદિ કેરાં રે,
આવી વિઘ્નપડે અનેરાં રે. „ ૬૫
કાં કે જુએ તે વિધિમાં ભૂલ રે,
કે આવે ઝાલી શૂળ રે;
સહુ ખાઇ જાયે શ્રાદ્ધાન્ન રે,
તેણ રે'વું જોઇએ સાવધાન રે. „ ૬૬
એ કારણ માટે તલના રે,
દાણા નાખવા મંત્ર બળના રે;
એ વિધે વાડવ જમ્યા જાણી રે,
કે તેમને પૂછવું પ્રમાણી રે. „ ૬૭
કાં ભૂદેવતૃપ્ત થયા રે,
ક્ષુધાના સંશય ગયા રે;
એવું પૂછ્યાથી બોલે દ્વિજ રે,
થયા તૃપ્ત મળી મેઘ વીજ રે. „ ૬૮

૬૪ અસુરહત—અસુરને હણનારા.

જૂઠું કે' તેને વળગે ભૂત રે. મદાલસા૦ ૭૪
એમ શ્રધ્ધા પૂર્વક યજમાને રે,
પોષવા પિતૃ પિંડ પ્રદાને રે;
માતામહને એણી રીત રે,
પિંડ આપવા ધરી પ્રીત રે. „ ૭૫
પછે ગંધમાલ્યાદિકે પૂજન રે—
કરી આપવું પછે આચમન રે;
વળતી તેને શક્તિ પ્રમાણ રે,
દક્ષિણા આપવી તું જાણ રે. „ ૭૬
કે'વું સમ્યક્ પ્રકારે સહુને રે,
થાઓ સ્વધા પ્રાપ્ત તો બહુને રે;
એવું આચરણ જોઇ ભૂદેવ રે,
તથાસ્તુ ભણે એવ રે. „ ૭૭
પછે વિશ્વદેવોના વાડવ રે,
તેમને કે'વું કરી સવ રે;
થાવ પ્રસન્ન પરમેશ્વર રે,
તેમણે કે'વું ધરી કર રે. „ ૭૮
યજમાન તારૂં કલ્યાણ રે,
થાઓ ભવો ભવ નિરવાણ રે;
એ પ્રકારે બોલે દ્વિજ રે,
આશિર્વાદનું માગવું બીજ રે. „ ૭૯
પ્રાર્થના શુભ થાવાકેરી રે,

---

૭૭ સ્વધા—પિતૃઓને આપવાનો બલિ. ૭૮ સવ ( સવ્ય )—ડાબે ખભે જનોઇ મૂકવું તે.

ફરવી પૂઠે ફરી ફરી રે;
બોલી મધુરવેણ ભાઇ રે,
કરવો પ્રણામ ભક્તિએ ધાઇ રે. મદાલસા૦ ૮૦
પછે ગમન કરવા કે'વું રે,
દ્વાર સુધી વળાવી રે'વું રે;
તે રે'વું તે કયારે ભ્રાત રે,
જોઇ મનમોદની વાત રે. " ૮૧
એમ પ્રસન્ન કરી વળવું રે,
કો સાથે ન ખળભળવું રે;
આવી ઘરમાં ભૂતાદિક યજ્ઞ રે,
સંતોષવા સુજ્ઞ અજ્ઞ રે. " ૮૨
તેની ક્રિયા થઇ રહ્યા પછી રે,
ભોજનનાં સાહિત્ય રચી રે;
જમાડવા અતિથિ જાણ રે,
જેનું શાસ્ત્ર પુરાણે પ્રમાણ રે. " ૮૩
ઘણા આચાર્યનો મત આવો રે,
નિત્યકર્મનો લેવો લા'વો રે;
કેટલા ગુરૂ તેથી વિરૂધ્ધ રે,
શ્રાધ્ધ ભેગા સુર થાય શુધ્ધ રે. " ૮૪
માટે નિત્યશ્રાધ્ધ ન કરવું જોઇએ રે,
શ્રાધ્ધદિવસે જન કોઇએ રે;
બીજી ક્રિયાઓ કરતા રોજ રે,
તેની ખરી ખોળવી ખોજ રે. " ૮૫

---

૮૨ યજ્ઞ-(કરવા અધ્યાહાર). ૮૫ નિત્યશ્રાદ્ધ-દરરોજ કરવાનું શ્રાદ્ધ

વળી મત આચાર્યનો ભિન્ન રે,
તેહ દાખવું દ્વિજ દીન રે;
અતિથિ માટે પૃથક રે,
પાક કરવો અન્ય મથક રે. મદાલસા० ૮૬
શ્રાધ્ધાન્નકેરી માંહી રે,
અતિથિ નવ પોષવો ત્યાંહી રે;
કહે બીજા બાધ ન તેમાં રે,
નથી કાંઇ વિશેષ એમાં રે. „ ૮૭
અતિથિને કરી આદર રે,
જમાડવા યજમાને સ્વઘર રે;
પછે ભૃત્યાદિક લઇ સાથે રે,
ખાવા બેસવું મંદિરનાથે રે. „ ૮૮
ધર્મજ્ઞ એહ પ્રકાર રે,
શ્રાદ્ધ પિતૃનું કરવું સાર રે;
છે આ સર્વનો સાર આવો રે,
દ્વિજ પ્રસન્નતાનો લા'વો રે. „ ૮૯
નોંતર્યો દ્વિજ સંતોષાય રે,
કરવા યજમાને તે ઉપાય રે;
શ્રાધ્ધ કાર્યમાં ત્રણ છે પવિત્ર રે,
તેહ ગણાવું સુણ્ય ચિત્ર રે. „ ૯૦
દૌહિત્ર નેપાલકંબલ રે,
તન ! જાણો ત્રીજો છે તલ રે;
હવાં નેષ્ટ શું તે ભાખું રે,

---

૮૬ પૃથક્-જૂદો. મથક-ઠેકાણું. ૮૮ ભૃત્યાદિ—પોષ્યવર્ગ.

દીકરા ! સહુ તને દાખું રે. મદાલસા० ૯૧
કોપ વાડવનો એમાં કૂડો રે,
માર્ગ ગમન માર્ગે ન રૂડો રે;
ઉતાવળ એ પણ ખોટી રે,
એ છે ત્રણ ખાંપણ મોટી રે. „ ૯૨
અહો સુત ! શ્રાદ્ધની માંય રે,
રજતપાત્ર ઘણું વખાણાય રે;
છે રજતનું દર્શન તેવું રે,
શક્તિવાળાએ દાન દેવું રે. „ ૯૩
એમ મુનિ મુખે સાંભળિયું રે,
પૃથ્વીરૂપી સુરભિનું કળિયું રે;
એ ધેનુમાંથી રૂપાને પાત્રે રે,
સ્વધા દૂહે પિતૃ માત્રે રે. „ ૯૪
એમ દોહન કરિયું માટે રે,
રૌપ્ય પાત્ર પિતૃને ઘાટે રે;
જોઇ રજતકેરૂં પાત્ર રે,
આનંદ પિતૃનું ગાત્ર રે. „ ૯૫
ઇતિ શ્રી માર્કંડેય પુરાણ રે,
અલર્કાનુશાસને જાણ રે;
પાર્વણશ્રાદ્ધકલ્પો નામ રે,
એકત્રિંશોધ્યાય આ ઠામ રે. „ ૯૬

---

૯૧ નેપાલકંબલ—નેપાળ દેશનો કામળો ( આસન માટે ). ૯૨ માર્ગ ગમન—મુસાફરી.

૯૩ રજતપાત્ર—રૂપાનું વાસણ. ૯૬ પાર્વણશ્રાદ્ધકલ્પ-પર્વણિ ઉપર કરવાના શ્રાદ્ધનો વિધિ.

કર્યું શ્રાદ્ધ પુરાણીએ પૂરૂં રે,
બીજે ભાખ્યું જેહ અધૂરૂં રે;
પુરાણી જીવતાં પિંડનું દાન રે–
થાય લેઇ જાઓ મહાન રે. મદાલસા૦ ૯૭
જો જો ભુલશો તો ભટકાશો રે,
આવો દાની ન જોઇ અટકાશો રે;
આ વાંચી શ્રાધ્ધનું અન્ન ન ખાશો રે,
એમ કરતાં શું અંગ સકાશો રે. ,, ૯૮
રેંગણ પોથીમાંનાં ન કંઇશોરે,
કંઇશો તો યમ પાસે ક્યાં રેંઇશો રે;
ઉપદેશ વિપ્રનો લેશો રે,
તો ભવોભવ દુઃખ દંશો રે? ,, ૯૯

વલણ.

ભવોભવનાં દુઃખ દંશો, માનો પુરાણી દેવ રે;
વળી એકે મને દ્વિજ સાધશે, જેતી સધાશે સેવ રે. ૧૦૦

## કડવું ૮૭ મું.

રાગ મારૂ.

હવાં સાંભળ્ય સુત મારા, કહું વસ્તુ ગ્રાહ્ય ને ત્યાજ્ય;
પ્રસન્ન થાયે પિતૃઓ શાથી, શાથી દુઃખનું થાયે કાજ. ૧
તે સુણ્ય તું એકે ચિત્તે, અહો મારા પુત્ર;
આ લોકે પિતૃને તરપ્યે, સારૂં થાયે ઘરસૂત્ર. ૨
પિતૃની તૃપ્તિ હવિષ્યાન્ને કહી, એક માસ પર્યંત;

૯૯ દંશો—દહન કરશો—બાળશો. ૧ ત્યાજ્ય–તજવા જેવી.

મીનના માંસે શ્રાદ્ધ કરે તો, દ્વય માસ તૃપ્ત થાય જંત. ૩
સારંગામિષે ત્રણ માસ તે, સંતોષ પામી જાય;
સસલાની માટીએ માનો, જાય ચાર માસ ક્ષુધાય. ૪
શકુનિ માંસે પંચ માસ લગી, શૂકર માંસ ષટ્ માસ;
અજને માંસે સપ્ત મહિના, ખુએ પિતૃ ક્ષુધાત્રાસ. ૫
એણુ હરિણને માંસે જો સુત, પિતૃનું થાય શ્રાદ્ધ;
આઠ મહિના સંતોષાય પિતૃ, કહી ગયા એવું સાધ. ૬
રૂરૂ મૃગને માંસે જાણો, પિતૃનો સંતોષ;
નવ માસ નિર્માણ કર્યા છે, મહત જ્ઞાની કોશ. ૭
વરાહામિષ દશ માસ લગી, પિતૃની ક્ષુધા ટાળે;
ઘેટાને માંસે શ્રાદ્ધ કર્યું તો, અગિયાર માસ લગી ચાલે. ૮
ગાયના દુગ્ધ દધિવડે કદી, પિતૃનું પૂજન થાય;
દૂધપાકાદિકે પિતૃ સહુ, એક સંવત્સર સંતોષાય. ૯
હે વત્સ! વાધ્રીણસ નામે, થાયે પક્ષી એક;
તેનું માંસ જો પિતૃને અરપે, તો વાધે તન અનેક. ૧૦
રક્તઅજમાંસ અર્પે તેવું, વળી ઋતુ ઋતુકેરૂં શાક;
મધથી મન માને પિતૃનું, વળી રૂચે દૂધપાક. ૧૧
પુત્રીકેરા પુત્રે કે વળી, સ્વય કુળમાં ઉત્પન્ન;
તે પિતૃને માંસજ અર્પે, કે વળી પવિત્ર અન્ન. ૧૨
દશ વર્ષની કન્યકા કે વળી, તેટલી વયનો તન;
ગયા શ્રાદ્ધ સરાવે તો ભાઇ, થાયે પિતૃ પ્રસન્ન. ૧૩
અનંત કાળ લગી સુખ તેમને, મળે પિતૃ લોક;

---

૩ મીન—માછલાં. ૪ સારંગ—હરણ. ૫ શકુનિ—પક્ષી. અજ—બકરો. ૬ એણુ હરિણ—કળિયાર. ૭ રૂરૂ મૃગ—એક જાતનું હરણ.

સુતને જોઇ ત્યાં રહી રીઝે, થઇ તન મને અશોક. ૧૪
વળી શું રૂચે પિતૃઓને તે, કહી દાખું સુત;
સર્વ સાચું માનજે ભાઇ, ન સમજીશ ટીખળ વૃત. ૧૫
સામો, રાજસામો, વટાણા, નમાર પૌષ્કલ ધાન્ય;
યવ શાલી ગોધૂમ તિલ વા'લા, કર્યા મગ શાસ્ત્રે માન્ય. ૧૬
સરસવ કાંગ કોવિદાર નામે, નિષ્પાવાદિક અન્ન;
અતિ અનુપમ પિતૃએ માન્યાં, થાય જોઇ પ્રસન્ન. ૧૭
મઠ ચોળા ને અન્ન અણુ જે, વિપ્રાષિક મસૂર;
છે શ્રાદ્ધમાં એ તજવા જેવાં, રીઝે ન પિત્ર સુર. ૧૮
લસણ ગાજર ડુંગળીની ગંધ, ગુડ મૂળાનો સ્વાદ;
દધિ સાથે જો સાથવો ચોળ્યો, તો થાય પિતૃને પ્રમાદ. ૧૯
વળી બીજાં રસ વિહોણાં, વર્ણ-વિહોણાં જાણ;
ગાંધારિકા અલાબૂ નામે, એવાં અનેક પ્રમાણ. ૨૦
મહી પર જે મિઠું નિપજ્યું, સુંદર રાતે રંગ;
પ્રત્યક્ષ લવણાદિક તજવાં, ઉરથી મૂકી ઉમંગ. ૨૧
વળી જેનાં વખાણ ન થાયે, પાણીવડે નિરધાર;
તે સર્વે ભાઇ શ્રાદ્ધમાં તજવાં, જાણી અતિ અસાર. ૨૨
અન્યાયે ધન જે ઘર આવ્યું, કે પતિત કનેથી મળિયું;
કન્યાવિક્રયને અન્યાયે, કહીં હળિયું ના હળિયું. ૨૩

---

૧૬ યવ—જવ. શાલિ—ડાંગર. ગોધૂમ—ગહું. ૧૭ કોવિદાર—એક જાતનું અન્ન. નિષ્પાવ-વાલ. ૧૮ અણુ–એ નામનું ધાન્ય. વિપ્રાષિક-એ નામનું અનાજ. ૧૯ ગુડ—ગોળ. ૨૦ ગાંધારિકા-એકજાતનું શાક.રીંગણાં(?) અલાબૂ—તુંબડું. ૨૧ પ્રત્યક્ષ લવણ—ખારી.

એવું ધન શ્રાદ્ધકામમાં, નિંદ્ય ગણે મુનિ સર્વ;
જે પય દુર્ગંધીવાળું દિસે, ફેનવાળું પીતાં ન ધર્વ. ૨૪
વા એટલું તે થોડું હોયે, જેણે એક ગાય ન સંતોષાય;
તેવું જળ ન શ્રાદ્ધે લેવું, નિંદિત તે કહેવાય. ૨૫
જે રાત્રે આણી ઘેર મૂક્યું, ચાંડાળ લેતાં રહ્યું જેહ;
ભોજન કરવા ભોગ્ય નર નહિ, બંધાવેલું તેહ. ૨૬
તેવા કૂપાદિકની સામે, કરેલું જળપાન;
તે માંહેથી જે જળ લીધું, તે નહિ શ્રાધ્ધને માન્ય. ૨૭
મૃગ અજા કે ઉષ્ટ્રાદિકનું, વા એક ખરીધર પ્રાણી;
શ્રાદ્ધમાં દૂધ તેહનું કદી, વાપરવું નવ આણી. ૨૮
મહિષી વળી વનચર ધેનુ, પ્રસૂતા થઇ જાય;
દશ દિવસ સુધી નવ તેનું, પય શ્રાદ્ધે લેવાય. ૨૯
કોઇને ઘેરથી શ્રાદ્ધને કાજે, માગી લાવેલું જેહ;
એવું દૂધ ન વાપરતા કદી, વિચક્ષણ જન તેહ. ૩૦
જે જગતીમાં જંતુ ઘણા છે, જે લૂખી વેળુવાળી;
અગ્નિથી થઇ દગ્ધ જે પૃથ્વી, જે અપ્રિય શબ્દાળી. ૩૧
એવી અવનિ શ્રાદ્ધ વિષે નહિ, આવે ભાઇ કામ;
વળી જ્યાં ઘણી દુર્ગંધી આવે, એવો તજવો જગતીઠામ. ૩૨
અવમાન કુલપુરૂષનું કરતા, કે પાડે કુળમાં ભેદ;
એમ કરી કુળ નાશ કરે જે, તજવો શ્રાધ્ધે વેદ. ૩૩
નગ્ન પાપકર્મીને તજવો, ભજવો નહિ ભલી ભાત;
તેની નજરે શ્રાદ્ધ ક્રિયાનો, નાશ થાય છે ભ્રાત. ૩૪
એ કારણની ધારણા ધારી, શ્રાદ્ધ ન કરવું જ્યાંહી;
એવા પુરૂષ જોઇ શકે જહીં, આચરવું નહિ ત્યાંહી. ૩૫

---

૨૪ પય—પાણી.

નપુંસક જન અસ્રે કપાયો, કુક્કુટને વળી ભૂંડ;
શ્વાન રાક્ષસી આદિક જાણો, શ્રાદ્ધનું તોડે તુંડ. ૩૬
એવું છે માટે સુત મારા, સાવધ રે'વું શ્રાધ્ધે;
ભોજન કે તિલના કણ નાખી, રક્ષણ કરવું બાધે. ૩૭
એ બેનું સાવધપણું રાખ્યે, શ્રાધ્ધનું રક્ષણ થાય;
નપુંસક ભૂત રાક્ષસીકેરી, દષ્ટિ વ્યર્થ પળાય. ૩૮
શબ્દદાહથી સૂતક લાગ્યું, એવો જન આવી અડકે;
મહારોગી કે મલિન માણસ, પતિતથી પિતૃ ભડકે. ૩૯
એવું શ્રાધ્ધ કર્યાથી ઉલટું, પિતૃને થાયે દુઃખ;
વર્જવું દર્શન રજસ્વળાનું, જો કરવું પિતૃને સુખ. ૪૦
મુંડી કે મદ્યપને ભાઇ, ઊભા ન રે'વા દેવા;
જાય નહિ તો જોરે કરીને, કાઢી મૂકવા કે'વા. ૪૧
શ્રાદ્ધાન્નમાંહે કેશ કે જંતુ, નવ પડેલાં જોઇએ;
શ્વાને નજર નાખેલું ન જોઇએ, એવા બીજા કોઇએ. ૪૨
અન્ન અપવિત્ર કે બીભત્સજ, હોવું ન જોઇએ ભાઈ;
રાત્રીએ રહેલું ન જોઇએ, રે' વંત્યાકે પિતૃ રોઈ. ૪૩
સોમવલ્લીના રસને જાણો, વળી શ્રાદ્ધે મંગળ સ્નાન;
વિદ્વાને વર્જવા ભાખ્યું, દેવું તેને માન. ૪૪
શ્રાદ્ધાન્ન જે તૈયાર થયેલું, તેને લાગ્યો વસ્ત્રાદિનો વાય;
વિદ્વાને વર્જવું તે ભાખ્યું, કરવું તેવું મહાકાય. ૪૫
પરમ શ્રદ્ધાએ નામ ઉચ્ચાર્યાં, સ્વપિતૃનાં સાર;
અન્ન તેમને આપ્યું એ વિધિ, પામ્યા તે જન પાર. ૪૬
એવું શ્રાદ્ધ કર્યું સુતે અહીં, તેના પિતૃ પામે સુખ;
જે જે અન્નની ઇચ્છા થાયે, કે જે ભક્ષ્યે સુખ. ૪૭

---

૪૧ મુંડી—સંન્યાસી—મુંડિયો. મદ્યપ—દારૂ પીનારો.

તે સર્વે પિતૃલોકે ભાઇ, પ્રાપ્ત થાય પ્રમાણ;
એવું છે માટે સુત મારા, પિતૃઇચ્છા પૂરવી જાણ. ૪૮
વિચક્ષણ પુરૂષે યત્ને કરી, શ્રાદ્ધમાં યોગીજન;
જમાડવા આગ્રહ કરી તેને, શુધ્ધ કરી ભોજન. ૪૯
યોગાધાર છે પિતૃઓને, માટે પૂજવા યોગી સદૈવ;
સહસ્ર દ્વિજમાં એક જો યોગી, તો માનો વર દૈવ. ૫૦
યજમાનને યોગીજન તારે, જમી કરી શી પેર;
યથા જળમાં નૌકા તારે, તેવી યોગીજન કરે મે'ર. ૫૧
તે સંબંધે છે એક ગાથા, કહી ઐલને પિતૃદેવ;
તે ગાથા બ્રહ્મવાદીએ ભાખી, અત્ર કહું હું એવ. ૫૨
એક વાર પિતૃદેવે મળી, કહ્યું ઐલને એમ;
એક ગાથા કહી સંભળાવું, સુણે તેનું થાય ક્ષેમ. ૫૩
કહે પિતૃ પવિત્ર નરને, પુત્ર થાયે ક્યારે;
તે વંશને વિસ્તારે વાધે, સર્વ શિરોમણિ જ્યારે. ૫૪
જે યોગીજનને ભોજન આપી, તેનું રહેલું શેષ;
પિંડપ્રદાન તે અન્નનું, કરશે તેહ પ્રદેશ. ૫૫
વળી પિંડપ્રદાન ગયા વિષે, વા મહાહવિમાંસ;
કાલશાક વા તિલ તાંદૂળ—તણો વર કૃસરાંશ. ૫૬
એથી અમને એક માસની, થાયે તૃપ્તિ સાર;
વૈશ્વદેવ સંબંધી કે વળી, જે દેવ તેની હાર. ૫૭
તે દેવ સોમ સંબંધી જાણો, વિસ્તારૂ વિસ્તાર;

---

૫૦ વર-શ્રેષ્ઠ. ૫૬ મહાહવિમાંસ-મોટા હુત દ્રવ્ય રૂપ ગેંડાનું માંસ. કાળશાક-કાળિંગડું અથવા જે કાળમાં જે ઉપજે તે શાક. કૃસરાંશ-ખીચડું.

પરમ હવિષ્ય માનિયું, ગેંડાતણું આમિષ ધાર. ૫૮
જો શૃંગવિહોણો હોય ગેંડો, તેનું મળે આમિષ;
તો સૂર્ય ત્યાં સુધી તૃપ્ત રહિયે, ભલું થાય ભવિષ્ય. ૫૯
જો દક્ષિણાયન સૂર્ય હોયે, વળી ત્રયોદશી દિન;
યોગ માઘ નક્ષત્રકેરો, સહુ શુભ દિન એ વિણ. ૬૦
તે દિવસે ઘૃત મધુ સાથે, પાયસાન્ન સંયુક્ત;
શ્રાધ્ધ સારી યથાવિધિએ, કરે અર્પણ યુક્ત. ૬૧
તો પિતૃદેવ અમો સહુ, અતિ પામીએ સંતોષ;
પિતૃએ કહ્યું ઐલને એમ, ટાળી માનસદોષ. ૬૨
હે વત્સ ! મારા એજ કારણ, જે ઇચ્છતો નર શુભ;
દુષ્કર્મથી વા યુક્તિ વાંચ્છે, તેણે તજી સર્વ અશુભ. ૬૩
તેણે પિતૃકેરી ભક્તિ કરીને, અર્પવું શ્રાધાન્ન;
કરી પૂજન તેનું પૂરૂં, દેવું દ્વિજને માન. ૬૪
તૃપ્ત કરિયા શ્રાદ્ધથી જે, પિત કરતા શુંય;
તે સર્વ સંભળાવું તને, સુણય એક ચિત્તે હુંય. ૬૫
વસુ રૂદ્ર આદિત્ય ને વળી, નક્ષત્ર ગ્રહને જાણ;
પ્રસન્ન કરતા તારિકાને, પુત્ર કાજ પ્રમાણ. ૬૬
તૃપ્ત શ્રાદ્ધથી જેહ પિતૃ, હુઆ હોયે સાર;
આયુષ્ય બુદ્ધિ દ્રવ્ય દે તે, વિદ્યા સ્વર્ગ ને ઉરધાર. ૬૭
જે મોક્ષ મોઘો મુનિ ભાખે, તે પિતર દે સાક્ષાત;
સુખ શાંતિ સર્વ આપે, વળી રાજ્ય રૂપ વિખ્યાત. ૬૮
હે વત્સ ! મારા એ વિધિએ, મેં શ્રાદ્ધ કહ્યું સર્વત્ર;

---

૫૮ આમિષ—માંસ. ૬૬ તારિકા—તારા.

હવાં કામ્ય શ્રાદ્ધની તિથિ ભાખું, ચિત્ત રાખ્ય તું અત્ર. ૬૯
ઇતિશ્રી માર્કંડેય પુરાણે, શ્રાદ્ધકલ્પો નામ;
દ્વાત્રિંશોધ્યાય પૂરણ હવો, કૃપા કીધી રામ. ૭૦
પુરાણી એ પુરાણી કરવા, કર્યો જવ મહાયત્ન;
તવ પુરાણી પ્રેમાનંદ થાતો, નહીં સોંઘો રત્ન. ૭૧

વલણ.

રત્ન કંઈ સોંઘો નહિ રતિ, સુણો પુરાણી સાર રે;
પુરાણીનું પુરાણ લખું જવ, તરૂં ભવ તવ પાર રે. ૭૨

## કડવું ૮૮ મું.

રાગ સામેરી.

મદાલસા કે' સુત મારા, સાંભળ્ય સાચી વાત રે;
કામ્ય શ્રાદ્ધની તિથિયો ભાખું, પુરાણમાં પ્રખ્યાત રે. ૧
પ્રતિપદાએ શ્રાદ્ધકર્યાથી, દ્રવ્યની પ્રાપ્તિ થાય રે;
બીજે શ્રાદ્ધતણું બીજ વાવ્યે, કુળવૃદ્ધિ કે'વાય રે. ૨
તૃતીયા કેરૂં શ્રાદ્ધનું તેડું, પિતૃઓને જો જાય રે;
અર્થની પ્રાપ્તિ તેની અતિશે, થાયે મન મકલાય રે. ૩
ચોથનું શ્રાદ્ધ શત્રુને હંતા, પંચમીએ લક્ષ્મી મેળ રે;
ષષ્ઠિશ્રાદ્ધથી પૂજ્ય પુરૂષ થઇ, ભયનો નીસરે ભેળ રે. ૪
સપ્તમીકેરૂં શ્રાદ્ધ જે સારે, તે થાય નાયક નૈતમ રે;

---

૬૯ કામ્યશ્રાદ્ધ—અમુક મનોરથ ફળવાની ઇચ્છાથી કરેલું શ્રાદ્ધ. ૭૦ દ્વાત્રિંશ-બત્રીશ. ૭૧ નહિ ઇ૦—નહિ તો રત્ન સરખો પ્રેમાનંદ સોંઘો નથી કે તે પુરાણી થાય ! (રત્નેશ્વરને ઉદ્દેશીને આ વચન છે). ૨ પ્રતિપદા —પડવો.

સેવા ઘણા જાણ તેની સાથે, કહી ઉત્તમ અનુત્તમ રે. ૫
અષ્ટમી શ્રાધ્ધ કરતાં વૃદ્ધિ, પામે ઉત્તમ પેર રે;
નવમી શ્રાધ્ધે નૌતમ નારી, આવે ચાલી ઘેર રે. ૬
દશમીકેરૂં શ્રાધ્ધ સારતાં, થાય મનોરથ પૂર્ણ રે;
એકાદશીનું શ્રાધ્ધ કરે સહુ, અઘના ઓઘ થાય ચૂર્ણ રે. ૭
વળી વગર શીખ્યે વેદને જાણે, થાય પૂરો વેદાંતી રે;
દ્વાદશીએ પિતને પૂજે, તેને મળે સુખ શાંતિ રે. ૮
જયશાલી તે જગતમાં થાયે, લાભની ટળે ભ્રાંતિ રે;
ત્રયોદશીએ શ્રાધ્ધ સારતાં, કનકશી મળે કાંતિ રે. ૯
પ્રજા મઝા ને પશુ વૃદ્ધિ, શુધ્ધ સ્વતંત્ર થાય રે;
પુષ્ટિકારી અંગ બને વર, દીર્ઘાયુષી કે'વાય રે. ૧૦
અવનિમાં ઐશ્વર્ય જેટલાં, મળે તેટલાં તેને રે;
સંદેહ કાંઇ ન એમાં બાળક, પિતૃતૂઠ્યા જેને રે. ૧૧
જે ઉગતી જવાનીમાં ઊડી, ચાલ્યા યમને ધામ રે;
અસ્ત્રને લાગ્યે મૃત્યુ પામ્યા તે, કહું તને ઉદ્દામ રે. ૧૨
તેવા મૃતક રીઝવા માટે, શકત્યનુસારે અન્ન રે;
યથા શ્રાધ્ધસંપત્તિ પ્રમાણે, રાખી મોટું મન રે. ૧૩
ચતુર્દશીને દિને તેનતું, શ્રાધ્ધ સારવું ભાઇ રે;
મૃતક માને તે જનકેરી, સાચે સાચી સગાઇ રે. ૧૪
શુધ્ધ નર યત્ને કરી જો કદી, કરે અમાંસે શ્રાધ્ધ રે;
મનવાંચ્છિત તે સર્વે પામે, બૂડે બાધા બાધ રે. ૧૫
સંચરે તે સ્વર્ગ માંહે, રહે અનંતકાળ રે;

---

૧૦ પ્રજા—બુધ્ધિ. ૧૩ શકત્યનુસારે—શક્તિ પ્રમાણે (આપવું). ૧૫ બૂડે ઈ૦—બાધ કે અબાધ સર્વે બૂડે—નાશ પામે અ:::, બાધા (સઘળા) બાધ બૂડે.

કૃતિકા નક્ષત્ર માંહે, શ્રાદ્ધ કરતા તત્કાળ રે. ૧૬
સ્વર્ગ વિષે સંચરે તે જાણે, પામી ભવનો પાર રે;
પુત્રેચ્છા જે નરને તેણે, શ્રાધ્ધ કરવું રોહિણી સાર રે. ૧૭
મૃગશર નક્ષત્રમાં શ્રાધ્ધ સાર્યે, થાય તેજસ્વી બળવાન રે;
આર્દ્રામાં શ્રાધ્ધ કરે તે, થાય શૂરો ગુણવાન રે. ૧૮
પુનર્વસુમાં શ્રાધ્ધ કર્યેથી, પામે ખેતર જાગીર રે;
પુષ્યમાં પિતૃ સંતોષ્યે, પામે પુષ્ટિ થઇ ધીર રે. ૧૯
આશ્લેષામાં પિતૃકાર્યથી, પામે ઉત્તમ પુત્ર રે;
મઘામાં પિતરને પોષ્યે, શ્રેષ્ઠ મળે ઘરસૂત્ર રે. ૨૦
પૂર્વાફાલ્ગુનીમાં તેમ કરતાં, ભાગ્યસિદ્ધિ થાય રે;
યોગ ઉત્તરાફાલ્ગુની સાધ્યે, નર દાનશીલ કે'વાય રે. ૨૧
હસ્ત નક્ષત્રમાં શ્રાધ્ધ સાર્યે, પામે શ્રેષ્ઠતા પૂરી રે;
ચિત્રામાં ચિત્ત રાખી કરે તો, સંતતિ રે' ન અધૂરી રે. ૨૨
સ્વાતિ નક્ષત્રમાં શ્રાદ્ધ કરે તે, પામે વ્યાપાર સારો રે;
વિશાખામાં શ્રાધ્ધ કરતાં, પુત્ર કે' પિતા મારો રે. ૨૩
અનુરાધામાં પિતૃઆરાધન, કરે જે નૃપ જાણ રે;
ચક્રવર્તી થઇ ચોદિશ મા'લે, પૃથ્વીપતિ પ્રમાણ રે. ૨૪.
અધિકારની ઇચ્છા જેને, તેણે જ્યેષ્ઠામાં કરવું શ્રાદ્ધ રે;
મૂળમાં શ્રાદ્ધ કરતાં ના'વે, આરોગ્યતામાં બાધ રે. ૨૫
પૂર્વાષાઢામાં પૂર્ણ પ્રેમે, શ્રાદ્ધ સારે જેહ રે;
યશની પ્રાપ્તિ થાયે તેને, હે વત્સ નિઃસંદેહ રે. ૨૬
પિતૃ તૃપ્ત કરે જે કોઇ, ઉત્તરાષાઢા માંય રે;
શોક રહિત તે થાયે જાણો, સા'ય અશોકની બાંહ્ય રે. ૨૭

શ્રવણમાં શ્રાદ્ધ જે સારે, તે પામે ઉત્તમ લોક રે;
ધનિષ્ઠામાં શ્રાદ્ધ કર્યાથી, પામે ધનના થોક રે. ૨૮
અભિજિતમાં અભીપ્સિત મનનું, પામે શ્રાદ્ધને કરતાં રે;
વેદ વિદ્યાનો જાણ થાય તે, સકળ કષ્ટને હરતાં રે. ૨૯
શતભિષામાં પિતૃકાર્યથી, પામે વૈદ્યવિદ્યાય રે;
પૂર્વાભાદ્રપદે પિતૃ પૂજ્યે, અજાદિ સંપત્તિ થાય રે. ૩૦
શ્રાધ્ધ કરે ઉત્તરાભાદ્રપદમાં, તે પામે ગોધન રે;
રેવતીમાં શ્રાધ્ધે રતિ રે'તાં, પામે કનક પાવન રે. ૩૧
અશ્વિનીમાં શ્રાધ્ધ કરે તે, અશ્વિનીજા પામે રે;
ભરણીમાં શ્રાધ્ધભરણી કરતાં, મૃત્યુની બીક વામે રે. ૩૨
એવું પુણ્ય તિથિ નક્ષત્રે, શ્રાદ્ધ સારતાં મળતું રે;
શ્રાદ્ધ કામ્ય નરે કરવું તેણે, ભવિષ્ય આવી ભળતું રે. ૩૩
આમાંનું કાંઇ ન કરે પુરાણી, તેણે ઘર ઘર અકળાય રે;
જઇ શેર કોદરે ભાગવત વાંચે, યજમાનના ગુણ ગાય રે. ૩૪
જો યજમાનને શ્રાદ્ધ કરવું હોય, તો શ્રાદ્ધી થઇ બેસે રે;
વિપ્ર જનનો દ્વેષ કરતાં, વાહવા મનમાં પેસે રે. ૩૫
પણ ઉત્કર્ષ થયો કેઇ પેરે, પ્રેમાનંદનો પૂરો રે;
નૃસિંહપિતાનું શ્રાદ્ધ સારિયું, રાખ્યો ન વિધિ અધૂરો રે. ૩૬
તેહ પ્રકારે પુરાણીકેરૂં, જીવતાં સારૂં શ્રાદ્ધ રે;
એ પુણ્યે કવિ કે'વાઉ કો દિન, ટળે ઉપાધ ને બાધ રે. ૩૭

વલણ.

બાધ ટળે થઉ સાધ રૂરો, શ્રાદ્ધ પુરાણીનું કર્યે રે;
છે વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, અમિથ્યા થાય આવું ધર્યે રે. ૩૮

---

૨૯ અભીપ્સિત—ઇચ્છિત. ૩૦ અજાદિ—બકરાં વગેરે પશુની.
૩૨ અશ્વિનીજા—ઘોડા.

## કડવું ૮૯ મું.

### રાગ ધનાશ્રી.

કહે મદાલસા. મહાજ્ઞાની જી,
સુત વાત કહું સહુ છાની જી;
પેર લેજે તું પિછાની જી,
તજી અંગયકી ગુમાની. મારા વા'લા જી. ૧
ઘરબારીએ ગમે તે પેર જી,
હવ્યે સુરની મેળવવી મે'ર જી;
કવ્યે પિતૃ તેડવા ઘેર જી,
વાળવી અન્ને અતિથિ સેર. મારા વા'લા જી. ૨
તેણે પોષ્યવર્ગ ન વીસરવો જી,
ગૃહમેધીએ ધર્મ આચરવો જી;
સદાચારી સાધુનો કર ધરવો જી,
પોષ્ય વર્ગ પરો નવ કરવો. મારા વા'લા જી. ૩
ડાલો બરડો ભૂતનો ભરવો જી,
પશુ પંખીનો ભાર હરવો જી;
જંતુ યાચક ગણવો ગરવો જી,
જો ભવાબ્ધિ ધારે તરવો. મારા વા'લા જી. ૪
નિત્ય નૈમિત્તિક ક્રિયાય જી,
ન કરતા પાપને ખાય જી;
અલર્ક કહે સુણય હે માય જી,

---

૧ ગુમાની—ઘુમરાઇ. ૨ હવ્યે—હુતદ્રવ્ય( હોમવા )વડે. સેર-પ્રવાહ. અતિથિ રૂપી પ્રવાહ. ૪ ડાલો ઇ૦—અર્થાત્ ભૂત( પ્રાણીઓ )નું પોષણ કરવું.

તું ત્રણ કર્મના ગુણ ગાય. મારાં વા'લાં જી. ૫
નિત્ય ને વળી નૈમિત્તિક જી,
વળતી ત્રીજું નિત્યનૈમિત્તિક જી;
એ નર સંબંધી કરય ઠીક જી,
પણ મને લાગે દુરાચારે બીક. મારાં વા'લાં જી. ૬
માટે સદાચાર સંભળાવો જી,
તો જનની અતિશે ભાવો જી;
મારાં કષ્ટ સર્વ તજાવો જી,
ધન્ય માતા મોટાં કા'વો. મારાં વા'લાં જી. ૭
કહે મદાલસા સુણય ભાઈ જી,
સદાચાર કહું સુખદાઇ જી;
ઘરબારીએ સાચી સગાઇ જી,
રાખી આચાર રક્ષણે જવું ધાઇ. મારા વા'લા જી. ૮
જેહ આચાર વિહોણો નર જી,
તે ન સુખી થાય કે વર જી;
આ લોકે પામે ન ઘર જી,
પર લોકથી રહે પર. મારા વા'લા જી. ૯
સદાચારને જે ત્યાગે જી,
તેના યજ્ઞ કર્યા સહુ ભાગે જી;
તપ દાન તે દામણાં લાગે જી,
ન વૈભવ તે પર અનુરાગે. મારા વા'લા જી. ૧૦
કુકર્મીની આયુષ્યદોરી જી,
જાણો છત વિનાની છોરી જી;
નવ નભે તેની શિરજોરી જી,

---

૫ ન કરતા— જે ન કરે તે. ૯ કે વર જી—અથવા વર ( ઉત્તમ ) પણ ન થાય.

સગી થાય ન સ્વયની ગોરી. મારા વા'લા જી. ૧૧
છે એવું માટે સદાચાર જી,
પાળવો કરી વિચાર જી;
સદાચારથી દુરાચાર જી,
થાય શાંત ને સંહાર. મારા વા'લા જી. ૧૨
હવાં કહું સદાચારલક્ષણ જી,
ચિત્ત વ્યગ્ર કરીશ ન અધક્ષણ જી;
એ રીતે વર્તતાં થાશે રક્ષણ જી,
નીકર કરશે દુરાચાર ભક્ષણ. મારા વા'લા જી. ૧૩
ગ્રહસ્થ પુરૂષે ધર્માર્થ કામ જી,
તે ત્રિવર્ગનું પામવું ધામ જી;
યત્નશીલ થવું તે ઠામ જી,
શુભ સિદ્ધિનો એ વિશ્રામ. મારા વા'લા જી. ૧૪
છે આ લોકની સિદ્ધિ એહ જી,
વળી પરલોકની તેહ જી;
આત્મજ્ઞ નરે જેહ જી,
ઉપાર્જ્યું હોય નિઃસંદેહ. મારા વા'લા જી. ૧૫
તે દ્રવ્યમાંથી ચતુર્થ અંશ જી,
પરલોક કરવો પ્રશંસ જી;
તેણે થાય ધન્ય તેનો વંશ જી,

૧૧ કુકર્મીની ઇ૦—જેમ છત વિનાની છોડીની શિરજોરી નભતી નથી તેમ કુકર્મીની આયુષ્યદોરી પણ નભતી નથી—તૂટી જાય છે. ૧૪ ત્રિવર્ગ—ધર્મ, અર્થ અને કામ.

એ સંચયે થાય સર્વાવતંસ. મારા વા'લા જી. ૧૬
ઉપાર્જેલા ધનનો અર્ધ ભાગ જી,
નિત્ય નૈમિત્તિકમાં કરવો ત્યાગ જી;
વળી કરવું પોષણ હે મહાભાગ જી,
ચતુર્થાંશ મૂળ ભાગે ધરવો રાગ. મારા વા'લા જી. ૧૭
તેની વૃદ્ધિ કરતાં જવી જી,
અન્ય રીતિ ન રાખવી નવી જી;
જેની વૃત્તિ એવી હવી જી,
તેના ગુણગણ ગાયે કવિ. મારા વા'લા જી. ૧૮
પાપ નાશ થવાને કરવો ધર્મ જી,
એક ફળદા છે કામ્યકર્મ જી;
બીજો પરલોકે છે પર્મ જી,
મળે સુખશાંતિ ને શર્મ. મારા વા'લા જી. ૧૯
ધર્માદિ ત્રિવર્ગનો અવિરોધી જી,
કહું કામ બે પ્રકારનો શોધી જી;
પ્રત્યવાયભયથી રાખવો રોધી જી,
બીજો. ધર્માદિકનો અવિરોધી. મારા વા'લા. જી. ૨૦
એ સર્વ ધર્માદિકનુ ધ્યાને જી,

---

૧૬ એ ઈ૦—એ(દ્રવ્યનો ચતુર્થાંશ જે પરલોકસિદ્ધિને માટે વાપર્યો હોય તે)નો સંચય કરવાથી (અર્થાત્ તેણે કરીને ધર્મનો સંચય કરવાથી) તે સર્વાવતંસ (સર્વ લોકમાં અલંકાર રૂપ) થાયછે.

૨૦ અવિરોધી—અનુકૂળ. પ્રત્યવાયભયથી ઈ૦—ઋતુ ગમન ન કરવાથી પ્રત્યવાય લાગેછે માટે કામ સેવના કરવી, તે અને બીજો જે કામ સેવવાથી ધર્મ તથા અર્થને હાનિ ન પોહોચે તે કામ. એ બે ધર્માદિકના અવિરોધી છે.

જે ધર્માર્થે અનુરાગે જી,
તે કૂડું સર્વ ત્યાગે. મારા વા'લા જી. ૨૬
એવું ચિંતવન કરી ભાઇ જી.
પછે કરવી સ્નાન સજાઇ જી;
દેવ પાસે બેસવું નાહી જી,
પૂર્વાભિમુખે સુણવ રાઇ. મારા વા'લા જી. ૨૭
કરવી માનસાદિ ઇંદ્રિય વશ જી,
કરવું આચમન ધસમસ જી;
ઇમ વશ થાએ ઇંદ્રિય દશ જી,
પછે સંધ્યાવંદન કરવું મસ. મારા વા'લા જી. ૨૮
પ્રાતઃસંધ્યા કરવી ક્યારે જી,
દેખાતાં હોય નક્ષત્ર જ્યારે જી;
મધ્યાન્હસંધ્યા સૂર્યોદય ત્યારે જી,
જોઈ નક્ષત્ર સાયંસંધ્યા ધારે. મારા વા'લા જી. ૨૯
મહાઆપત્કાળ આવ્યા વિના જી,
કાઢી ખોટા ખરા કીના જી;
તજે સંધ્યા પરઆધીના જી,
નવ તેનાથી કો હીના. મારા વા,લા જી. ૩૦
હે સુત ! અસત્ લવારો જી,
વેણુ અસતને વળી વારો જી;
કઠોર વાણીને નિવારો જી,
ખોટાં શાસ્ત્ર ન ઉરમાં ધારો. મારા વા'લા જી. ૩૧
ખોટો વાદ ન કરવો ભ્રાત જી,
ન કરવી અસજ્જનશું વાત જી;

---

૨૬ હવે સદાચાર કહેવાનો આરંભ કરે છે: નિત્યે ઇ૦—સ્પષ્ટ છે. બ્રાહ્મમુહૂર્તે—પાછલી ચાર ઘડી રાત હોય ત્યારે. ૩૦ કીના—નિમિત્ત.

કરવી એટલાં વાનાંની ઘાત જી,
જો થાવું હોય મખ્યાત. મારા વા'લા જી. ૩૨
થઇ જીતેંદ્રિય તારે જી,
કરવો હોમ સાયંપ્રાતર્ ભારે જી;
થાય ઉદય સૂર્ય ત્યારે જી,
અસ્ત થતો ન જોવો જ્યારે. મારા વા'લા જી. ૩૩
નિત્ય સમારવા કેશ જી,
જોવો અરીસે સ્વય વેશ જી;
કરવું દંતધાવન ઉગે દિનેશ જી,
પૂજવા તર્પણ કરી દેવેશ. મારા વા'લા જી. ૩૪
એ સર્વ દિવસને પૂર્વભાગે જી,
કરવા આવવું અનુરાગે જી;
હવાં મતિશાલી શું ત્યાગે જી,
તે કહી સંભળાવું આગે. મારા વા'લા જી. ૩૫
ગ્રામ ગૃહ કે તીર્થની માંય જી,
કે ક્ષેત્ર મારગ હોય જ્યાંય જી;
જોઈ ખેડેલું ખેતર ત્યાંય જી,
ગાયની કોડચાદિક ક્યાંય. મારા વા'લા જી. ૩૬
ન કરવી દીર્ઘ કે લઘુશંકા જી,
કરે તેના દિન જાણય વંકા જી;
આ વિષે ન ધરવી શંકા જી,
કરે આશંકા થાય રંકા. મારા વા'લા જી. ૩૭
ન જોવી પરસ્ત્રી નગ્ન જી,

---

૩૪ દંતધાવન—દાતણ. ઉગે દિ૦—દિનેશ (સૂર્ય) ઉગે ત્યારે —અર્થાત્ પ્રાતઃકાળમાં.

સ્વમળ ન જોવો ભગ્ન જી;
થઇ રજસ્વળાશુ મગ્ન જી,
નવ વાણીનું કરવું લગ્ન. મારા વા'લા જી. ૩૮
તેના સામું ન જોવું સાર જી,
દીર્ઘશંકા ન પાણી મોઝાર જી;
ન કરવી લઘુશંકા અવિચાર જી,
તેવો મૈથુનનો નિરધાર. મારા વા'લા જી. ૩૯
માર્ગમાં કે પૃથ્વી ઉપર જી,
વિષ્ટા મૂત્ર પડ્યું હોયે ખર જી;
હોય વાળ કે રક્ષા પર જી,
ભગ્ન મૃતિકાભાજન થર. મારા વા'લા જી. ૪૦
વળી શાલીના કુશકા સહી જી,
પડ્યો હોય અગ્નિ જહીં જી;
અસ્થિ પત્ર પડયાં હોય તહીં જી,
દોરડી કે વસ્ત્રાદિ કંઇ. મારા વા'લા જી. ૪૧
એવા જોઇ પદાર્થ પડેલા જી,
નવ ડાહ્યા નર અડેલા જી;
રહે મૂર્ખ એ માંહી મઢેલા જી,
જેહ ભવોભવ સડેલા. મારા વા'લા જી. ૪૨
ઘરબારીએ પૂજી દેવ જી,
કરી પિત્ર ભૂતાદિનો અવેવ જી;
તેણે યથા શક્તિ એવ જી,

૪૦ ખર-ખરબચડો પદાર્થ. અથવા ગંધેડું આળોટેલું હોય ત્યાં. ભગ્ન-
૪૦-અથવા ભાંગેલાં માટીનાં વાસણનો થર—જથો. ૪૧ શાલી—ડાંગર.

કરવી સર્વે જાણની સેવ. મારા વા'લા જી. ૪૩
ત્યાર પૂઠે જમવું જાતે જી,
ન બેસવું પૂર્વોત્તરાભણી રાતે જી;
કહે કેટલા રાતે પ્રભાતે જી,
ખીજે દેવ જમતાં એ વાતે. મારા વા'લા જી. ૪૪
જમતાં પે'લાં કરવું આચમન જી,
અતિ પવિત્ર કરવું મન જી;
મૌન ધરવું કરતાં ભોજન જી,
એમ આચરવું અનુદિન. મારા વા'લા જી. ૪૫
જમતાં ઘૂંટણ વચ્ચે બે હાથ જી,
રાખી જમવું હે ભ્રાત જી;
ચિત્ત રાખવું જમ્યાની સાથ જી,
ધ્યાન ધરવું ત્રિભુવનનાથ. મારા વા'લા જી. ૪૬
થયો શ્વાનાદિનો સ્પર્શ જી,
કે વિષઆદિ થયું હોય દર્શ જી;
કેવળ સ્વાદને ઉત્કર્ષ જી,
અન્ન નિંદી ન પામવો હર્ષ. મારા વા'લા જી. ૪૭
કહ્યાં એટલાં કારણ વર્જ્ય જી,
ધાન્યદોષ ન કે'વો ગર્જ્ય જી;
ઉષ્ણ અન્ન દેવું અપર્જ્ય જી,
કરવી ન પ્રત્યક્ષલવણ મર્જ્ય.' મારા વા'લા જી. ૪૮

૪૩ અવેર—અવેર—વ્યવસ્થા. ૪૭ કેવળ ઇ૦—શ્વાનાદિનો સ્પર્શ કે વિષાદિનો સંસર્ગ, એવાં કારણ વિના કેવળ સ્વાદને માટે અન્નને નિંદવું નહિ. ૪૮ અપર્જ્ય દેવું—તજવું (?).

ઊંભાં રહી કે હીંડતાં સુત જી,
લઘુશંકાનું કરવું ન તૂત જી;
એમ દીર્ઘશંકાનું ભૂત જી,
જેને વળગ્યું તેહ અપૂત. મારા વા'લા જી. ૪૯
માર્ગે ચાલતાં નવ ખાવું જી,
કે પાણી પણ નવ પીવું જી;
ઉચ્છિષ્ટ અંગે કાંઇ ન જાવું જી,
કે ભણવા માટે ન ધાવું. મારા વા'લા જી. ૫૦
એવે અઠે અંગે ભાઇ જી,
સ્પર્શવું નહિ દ્વિજ ગાઇ જી;
વન્હિ ને સ્વમસ્તક સાઇ જી,
કદા રે'વું નહિ મકલાઇ. મારા વા'લા જી. ૫૧
વળી તેવે અંગે કદી જી,
સવિતા ચંદ્ર ન જોવી નદી જી;
નિહાળવાં ન નક્ષત્ર દ્વિરદી જી,
કોઇએ મહામદમાંહે મદી. મારા વા'લા જી. ૫૨
હોય ભાગ્યું તૂટ્યું આસન જી,
વા કરવાનું શયન જી;
તજવું પાનપાત્ર અનુદિન જી,
એમ કહે વેદ પાવન. મારા વા'લા જી. ૫૩
આવે ગુરૂ જો સ્વય ગેહ જી,

---

૫૧ વન્હિ ઇ૦—અંગ એંઠું છતાં અગ્નિ તથા પોતાનું માથું, એ એનો પણ સ્પર્શ ન કરવો. ૫૨ દ્વિરદી ઇ૦—દ્વિરદી (હાથી) ના જેવા મહામદમાંહે મદીને.

ધન્ય ભાગ્ય માનવું તેહ જી;
સમર્પવી ગુરૂને દેહ જી,
ઊઠી સામાં જાવું નિઃસંદેહ. મારા વા'લા જી. ૫૪
કરવો એ પ્રકારે સત્કાર જી,
જેથી રીઝે ગુરૂ દાતાર જી;
કરવો પ્રથમ નમસ્કાર જી,
કરવો મધુરો ઉચ્ચાર. મારા વા'લા જી. ૫૫
જ્યારે જાયે પાછા ઘેર જી,
કરવી ઊઠી વળાવવાની પેર જી;
માગવી તેમની મે'ર જી,
નવ જણાવવું કાંઇ વેર. મારા વા'લા જી. ૫૬
એક વસ્ત્ર પે'રી નવ ખાવું જી,
કે નવસ્ત્રાં નવ ના'વું જી;
દેવ મંદિરમાં નવ જાવું જી,
એક વસ્ત્રે ન કરવું આવું. મારા વા'લા જી. ૫૭
પ્રતિમાને અગ્નિમાં મૂત્ર જી,
કરવું નહિ હે પુત્ર જી;
નગ્ન સૂવું નહિ કુત્ર જી;
ભલે હોય પોતાનું ઘરસૂત્ર. મારા વા'લા જી. ૫૮
વલૂરવું ન બે હસ્તે શિર જી,
કારણ વિના સાંભળ્ય ધીર જી;
નરે શિર પલાળવું નહિ વીર જી,
તેમ નામવું ન ઉષ્ણ નીર. મારા વા'લા જી. ૫૯

૫૮ કુત્ર—કોઇ જગોએ પણ. ૫૯ કારણ વિના—( નરે શિર પ-
લાળવું નહિ, એ વાક્ય સાથે અન્વય ).

શિર પલાળી ના'યા પછે જી,
તેલ ચોળવાં નવ લછે જી;
તેના સ્પર્શમાં જે નવ ગછે જી,
તે જમ કિંકરથી બચે. • મારા વા'લા જી. ૬૦
માન્યા અનાધ્યાય જેમે જી,
વેદાધ્યયન ન કરવું તેમે જી;
વિપ્ર રવિ વન્હિમાં આવી વે'મે જી,
ન લઘુ શંકા કરવી કેમે. મારા વા'લા જી. ૬૧
દીર્ઘ લઘુ શંકા વાસરે જી,
ઉત્તરાભિમુખે જે કરે જી;
દક્ષિણાભિમુખે ચિત્ત ધરે જી,
તે આ ભવાબ્ધિ તરે. મારા વા'લા જી. ૬૨
કદા સંકષ્ટ આવી પડિયું જી,
તેમાં ધર્મનું કાંઇ ન અડિયું જી;
ગમે તેમ થાય ઉઘડિયું જી,
જે કર્મ નિત્યનું જડિયું. મારા વા'લા જી. ૬૩
હોયે ગુરૂનું કુકર્મ જી,
શિષ્યે ન મુખ બોલ્યાનો ધર્મ જી;
થયા હોય ક્રોધી ગુરૂ પર્મ જી,
વિજ્ઞપ્તિએ કરવું શર્મ. મારા વા'લા જી. ૬૪

---

૬૦ લછે ( લક્ષે )—અર્થાત્ તેલ ચોળવાનું લક્ષ કરે ( નહિ ). તેના-( તેલના ). ૬૧ વિપ્ર રવિ વન્હિમાં— વિપ્ર, રવિ અને અગ્નિ સામે. ૬૨ વાસરે—દિવસે. દક્ષિણાભિમુખે— ( રાત્રીએ ).

૨૪ વિજ્ઞપ્તિએ ઇ૦—તેમની પ્રાર્થના કરીને તેમને શર્મ ( સુખ-શાંતિ ) કરવું.

નિંદા કરે તેમની કોઇ જી,
તે જાતે ન રે'વું જોઇ જી;
ભલે રે' સગાં તેનાં રોઇ જી,
શક્તિ હોય તો નાખવો ધોઇ. મારા વા'લા જી. ૬૫
માર્ગે જાતાં બ્રાહ્મણ રાજા જી,
સુધી કષ્ટી માટે શી માઝા જી;
ગર્ભવતી સારા સાજા જી,
ભારવાળા તનના તાજા. મારા વા'લા જી. ૬૬
નાનો મૂંગો આંધળો જન જી,
મુગ્ધ બધિર શત્રુ સન જી;
મદિરામત્ત ને અપાવન જી,
વ્યભિચારિણી નાનો તન. મારા વા'લા જી. ૬૭
ઇત્યાદિ અને પતિત જી,
આવે સામા તેની રીત જી;
માર્ગ આપવો ખચીત જી,
એવી ન્યાયશાસ્ત્રે નીત. મારા વા'લા જી. ૬૮
દેવ મંદિર કે સુર આલય જી,
દ્રુમ કે ચતુષ્પથ ઉદય જી;
મહાવિદ્વાન જાણે નય જી,
ગુરુ કે હોયે વૃદ્ધવય. મારા વા'લા જી. ૬૯
સુરાદિ મારગ જાય જી,

---

૬૬ સુધી-સારી બુદ્ધિવાળો. કષ્ટી-દુઃખીઆરો. શી માઝા જી—તેમને માટે શી મર્યાદા છે (તે હું કહું છું). ૬૭ સન-સન્મુખ (?) ૬૯ ચતુષ્પથ-ચાર રસ્તાનું ચકલું.

તેમને જમણી ગમ તજાય જી;
એમ સમજાણે જવાય જી,
નીકર પાપી થવાય. મારા વા'લા જી. ૭૦
કોનાં ઉપાન કે દુકૂલ જી,
માળા માંહિ પરોવ્યાં ફૂલ જી;
ઇત્યાદિ જો અણમૂલ જી,
બીજા પે'રે તો પરલોકે શૂલઃ—મારા વા'લા જી. ૭૧
વાગે નિશ્ચે જાણો ખચીત જી,
તજવું બીજે ધર્યું ઉપવીત જી;
છે એવી અલંકારની રીત જી,
મૃતિકા પાત્રકેરી નીત. મારા વા'લા જી. ૭૨
બીજે કર્યો જ્યાં ઉપભોગ જી,
કે નવ એ વાપરવા જોગ જી;
હવાં થાય ન તેને રોગ જી,
કાર્ય પ્રશંસા સાધે યોગ. મારા વા'લા જી. ૭૩
ચતુર્દશી અષ્ટમી જાણ જી,
પંચદશી કરી પ્રમાણ જી;
એ વિણ પર્વના દિન આણ જી,
જેના વેદ પુરાણે વખાણ. મારા વા'લા જી. ૭૪
તે દિને અંગે ન ચોળવું તેલ જી,
કામિની કેલિનો કરવો ન ખેલ જી;

---

૭૦ તેમને ઈ૦—તેમને જમણી બાજુ રાખીને ચાલવું. ૭૩ હવાં ઈ૦—પ્રશંસા કરવા યોગ્ય કાર્યનો યોગ જે સાધે છે તેને રોગ થતો નથી—અર્થાત્ તે દીર્ઘાયુષી થાય છે. ૭૪ આણ—અન્ય—બીજા.

પગ ઉપર પગનો મેળ જી,
જંઘા પગનો કરવો ન ભેળ. મારા વા'લા જી. ૭૫
બેસવું નવ પગ પસારી જી,
પગ આંટી ને કે'અકારી જી;
ડાહ્યા દોષ કહે લલકારી જી,
પૂર્ણ ચક્ષુને પલકારી. મારા વા'લા જી. ૭૬
મર્મ વેધક વેણને તજવું જી,
પિશુનપણું ના ભજવું જી;
નવ દંભાભિમાન યજવું જી,
ટોળમાંહે કટુ વેણ તજવું. મારા વા'લા જી. ૭૭
મૂર્ખ ઉન્મત્ત વ્યસની કુરૂપ જી,
છળકાર ન્યૂનાધિક રૂપ જી;
હોયે ડાહ્યો જો કે ભૂપ જી,
તોયે હાસ્યને નાખવું કૂપ. મારા વા'લા જી. ૭૮
પુત્ર અથવા છાત્રને કાજે જી,
ન દંડ લેવો અન્યનો ગુરૂરાજે જી;
તે લઇ શિક્ષાને સાજે જી,
આવતાં ગુરૂ ન રાજે. મારા વા'લા જી. ૭૯
વિચક્ષણજને આસન જી,
પગે દાબવું ન પાવન જી;
સંયાવ ક્ષીમા કો દિન જી,
સ્વાર્થે માંસનું કરવું ન મન. મારા વા'લા જી. ૮૦

---

૭૫ પગ ઉપર ઇ૦—પગ ઉપર પગ ચઢાવીને કે જાધ ઉપર પગ મૂકીને બેસવું નહિ. ૭૭ પિશુનપણું—ચાડિયાપણું. ૭૯ દંડ—લાકડી. ૮૦ સંયાવ—સંજોરી.

પૂજી અતિથિ સાંજ સવાર જી,
નરે ભોજન કરવું નિરધાર જી;
દંતધાવનનો કહું પાર જી,
પૂર્વોત્તરાભિમુખે સાર. મારા વા'લા જી. ૮૧
બીજી ગમ ન બેશી કરવું જી,
એવું દંતધાવનનું ઉર ધરવું જી;
બોલવું નવ જોઈ તરવું જી,
શાસ્ત્રનિષિદ્ધ દાતણ પરહરવું. મારા વા'લા જી. ૮૨
ઉત્તર કે પશ્ચિમ દિશ જી,
જોઇ ન સૂવું કરી શીશ. જી;
સૂવું દક્ષિણ પૂર્વે વશા વીશ જી,
એથી ન કો સુરને રીસ. મારા વા'લા જી. ૮૩
ના'વું ન દુર્ગંધીવાળે પાણી જી,
નવ ના'વું રાતે જાણી જી;
યોગ ગ્રહણનો પિછાણી જી,
ના'વું રાત્રે આરત આણી. મારા વા'લા જી. ૮૪
તે સ્નાન કર્યા પૂઠે જી,
વસ્ત્રે વપુ લો'તાં દેવ રૂઠે જી;
કેશ ખંખેરતાં નવ ત્રૂઠે જી,
લુવે કરે કે ક્રોધી ઊઠે. મારા વા'લા જી. ૮૫
વિચક્ષણ નરે નિરવાણ જી,
સ્નાન કર્યા વિણ જાણ જી;
ચંદન લેપ ન કરવો પ્રમાણ જી,
રક્ત વસ્ત્ર ન ધરવું સુજાણ. મારા વા'લા જી. ૮૬

---

૮૨ બોલવું ઇ૦–અર્થાત્ મૌન રાખવું. ૮૫ કરે–હાથવડે.

અનેક રંગવાળું મહામાન જી,
કાળું વસ્ત્ર ન ધરવું ધ્યાન જી;
કરવા વસ્ત્રાલંકાર પરિધાન જી,
હોયે જ્યાંના ત્યાં સમાન. મારા વા'લા જી. ૮૭
હોયે વસન દશી વિનાનું જી,
હોયે મેલું કે અતિ નાનું જી;
કે જૂ ચાંચડનું ઘર છાનું જી,
માન્યું જંતુએ મનમાન્યું. મારા વા'લા જી. ૮૮
શ્વાને ચાટેલું દેખેલું જી,
કાઢી દોરા ઉવેખેલું જી;
જર કાઢી વ્યર્થ લેખેલું જી,
જને દૂષણવાળું પેખેલું. મારા વા'લા જી. ૮૯
છે તે તજવા યોગ્ય વસન જી,
(વળી) સુત સાંભળ્ય કહું એકે મન જી;
રે'વું નિર્મળ અનુદિન જી,
તજવું વળી કેવું અન્ન. મારા વા'લા જી. ૯૦
જે દેવતણે ન આવ્યું કાજ જી,
પીઠ માંસ લવણનું રાજ જી;
લાવવું ભક્ષણ એથી વાજ જી,
જો બાંધવી પુણ્યની પાજ. મારા વા'લા જી. ૯૧
જે અન્ન રાંધ્યા પછી થયું ટાઢું જી,
રહ્યું રાત વાશી ઉઘાડું જી;
તે દેહનું છે ઊજાડું જી,

---

૮૮ વસનુ-વસ્ત્ર. ૯૧ પીઠ-પીઠું. માંસ-અભક્ષ્ય માંસ. લવણ-પ્રત્યક્ષ લવણ-ખારી.

ભલે હોયે પોળી કે લાડુ. મારા વા'લા જી. ૯૨
પણ ન તે ભક્ષવા ભોગ્ય જી,
જો તન જોવું આરોગ્ય જી;
આટો શાક શેરડી યોગ્ય જી,
દૂધ માંસ વિકારે ભોગ્ય. મારા વા'લા જી. ૯૩
એ પદાર્થ રહે સારા જી,
બગડે નહિ સવારા જી;
તેથી ત્યાગના ત્યાગ્યા ધારા જી,
રાખ્યે કંદાઇ રહે બિચારા. મારા વા'લા જી. ૯૪
સૂર્ય ઉગતાં પામતાં અસ્ત જી,
નવ નિદ્રા જોવી સમસ્ત જી;
જુવે ખાવાની કોઇ વસ્ત જી,
મૂકી જેને અસ્તોવ્યસ્ત. મારા વા'લા જી. ૯૫
તે ન આપી બીજાને ખાવું જી,
તેણે જમપુરમાં જાવું જી;
સુપ્તસ્થાનમાં બેશી ખાવું જી,
ગુપ્ત પૃથ્વીમાં સમાવું. મારા વા'લા જી. ૯૬
એમ કરી ન છાનું જમવું જી,
ધર્મ કર્મને નવ ધમવું જી;
સાંજ સવાર નાહી શમવું જી,
જો રાજિવલોચનને રમવું. મારા વા'લા જી. ૯૭
મતિમાને પર તરૂણી તજવી જી,
વિષયેચ્છાયે તેને ન ભજવી જી;

---

૯૪ રાખ્યે–તેવા પદાર્થનો ત્યાગ રાખ્યાથી.

ભજતાં નરકની સજાઇ સજવી જી,
એવું જાણી મૂકો વર્જવી. મારા વા'લા જી. ૯૮
પરપત્નીગમન જેવું નરને જી,
ક્ષય, આયુષ્ય કરતા વરને જી;
તેવું દુઃખ નથી અવરને જી,
ઘાલે ધરાબોળ તે ઘરને. મારા વા'લા જી. ૯૯
દેવપૂજન ને વન્હિકાર્ય જી,
અભિવંદન કરવું, આચાર્ય જી;
ભાવે ભોજન કરતાં આર્ય જી,
આચમન કરે ન તે અનાર્ય. મારા વા'લા જી. ૧૦૦
આચમન કરતાં તે પુત્ર જી,
કહ્યું બેસવું તારે કુત્ર જી;
પૂર્વોત્તરાભિમુખે સૂત્ર જી,
બેસવું સાધી સૂત્ર. મારા વા'લા જી. ૧૦૧
જળ આચમનનું જેહ જી,
જોઇ ફેનગંધવિહોણું તેહ જી;
નિર્મળ પવિત્ર જોઇએ એહ જી,
આચમને વાધે ઉજેહ. મારા વા'લા જી. ૧૦૨
જળની ઘરની શાકડામાંની જી,
મૂષિકબિલની પિછાની જી;
શૌચ કરતાં રહેલી ત્યાંની જી;
અપવિત્ર પંચ મૃતિકા માની. મારા વા'લા જી. ૧૦૩

૧૦૧ સૂત્ર—સેહેલું. સૂત્ર સાધીને—સીધી લીટીમાં. ૧૦૨ ફેન—ફીણ. ૧૦૩ મૂષિકબિલની—ઊંદરના દરની.

ધોઇ હાથ પગ સાવધપણે જી,
અભ્યુક્ષણ કરવો યત્ન ઘણે જી;
જાનુ હાથની વચ્ચે ગણે જી,
ત્રણ આચમન કરવાં ભણે. મારા વા'લા જી. ૧૦૪
પછે મુખાંતભાગ ને કર્ણ જી,
નાસાદિકેરી ધર્ણ જી;
મસ્તકાદિકેરી વર્ણ જી,
ધરવું શુચિનું શર્ણ. મારા વા'લા જી. ૧૦૫
પછે આચમન કરવું જળે જી,
જેથી પવિત્રપણું વળે જી;
સુર મુનિ પિતૃને બળે જી,
આરાધવા કળે કળે. મારા વા'લા જી. ૧૦૬
છીંકે આવ્યા પછી આચમન જી,
થૂંકી ખોંખારી અનુદિન જી;
વસ્ત્ર પે'રી કરી પાવન જી,
કરવું આચમનનું મન. મારા વા'લા જી. ૧૦૭
વળી ચૂશ્યા પછી નિરવાણ જી,
છીંક્યા પછી પ્રમાણ જી;
પાણું નાખ્યા પછી જાણ જી,
આચમન કરવું સુજાણ. મારા વા'લા જી. ૧૦૮
ભૂમિનો કરવો સ્પર્શ જી,
એ ક્રિયા પછી સવિતા દર્શ જી;

---

૧૦૪ અભ્યુક્ષણ—જગ્ગ છાંટવું.

વા મૃત્તિકા લઇ એક કર્ષ જી,
કાને કર અરાડવો હર્ષ. મારા વા'લા જી. ૧૦૯
છે એ સર્વ માટે એવો નેમ જી,
પૂર્વાભાવે પછીનું ક્ષેમ જી;
પે'લાં કર્મની હોયે રે'મ જી,
તો ન પછીનો ધરવો વે'મ. મારા વા'લા જી. ૧૧૦
દાંત કકરાવવા તે કૂડા જી,
ધારા દેહ કૂટવાના ભૂંડા જી;
બન્ને સંધ્યાએ ઊંઘે ન રૂડા જી,
તે સમે ભણતા ભક્ષતા બૂડચા. મારા વા'લા જી. ૧૧૧
સંધ્યાકાળે ન બીજે ગામ જી,
જાવા નીકળવું હોયે કામ જી;
તે સમે કરવી ન મૈથુન મામ જી,
કામ કથળે ન માને આમ. મારા વા'લા જી. ૧૧૨
જડ કે' સુણો હે તાત જી,
ધર્મને નારદ કે' આ વાત જી;
સુતને શીખવે છે માત જી,
જે અલર્ક નામ પ્રખ્યાત. મારા વા'લા જી. ૧૧૩
કરવું પૂર્વભાગે દેવપૂજન જી,
દિન મધ્ય ભાગે અતિથિ મન જી;
પિતૃપૂજન કરવું હે તન જી,
દિનોત્તર ભાગે અનુદિન. મારા વા'લા જી. ૧૧૪
કરવી સુરપિતૃકેરી સેવ જી,

૧૦૯ કર્ષ—તોલો—રૂપિયાભાર. અર્થાત્ પૃથ્વીનો સ્પર્શ કરવો.

પલાળી શિર અવશ્યમેવ જી;
ક્ષૌરનો પૂર્વોત્તર ભેવ જી,
એમ કર્યાથી રીઝે દેવ. મારા વા'લા જી. ૧૧૫
સારાકુળમાં થઇ ઉત્પન્ન જી,
કન્યા સાથ મળતું હોય અન્ન જી;
અથવા અતિશે ધન જી,
મન કરે જનક પ્રસન્ન. મારા વા'લા જી. ૧૧૬
તથાપિ ખોડીલી ન વરવી જી,
રોગીષ્ટ ન ધ્યાને ધરવી જી;
કુરૂપી પત્ની નવ કરવી જી,
નિંદિતા રાખવી નરવી. મારા વા'લા જી. ૧૧૭
બહુભાષી કે માંજરી જી,
કઠિન કલેશિતા કિંકરી જી;
નવ કરવી વા'લી વરી જી,
પાણિગ્રહણથી રાખવી પરી. મારા વા'લા જી. ૧૧૮
હવાં વરવી કેવી નારી જી,
તે સુત કહું આ વારી જી;
તું ધ્યાને રાખજે ધારી જી,
શીખામણ જે જે મારી. મારા વા'લા જી. ૧૧૯
એકું અંગ ન હોયે હીન જી,
કીર નાસા ચક્ષુ મીન જી;
જોવું હૃદય થાશે પીન જી,

---

૧૧૫ ક્ષૌરનો ઇ૦—ક્ષૌર (હજામત) પૂર્વે કે ઉત્તર તરફ મુખ રાખીને કરાવવી. ૧૧૭ નરવી—એમને એમ—પરણ્યા વગર.

કટિ ગુરૂતાએ દીન. મારા વા'લા જી. ૧૨૦
ઇત્યાદિ અંગ અનુપ જી,
જોવું નિહાળી નિહાળી રૂપ જી;
વર હોયે રંક કે ભૂપ જી,
કિંતુ કન્યાનું જોવું સ્વરૂપ. મારા વા'લા જી. ૧૨૧
ઇંદ્રવારણું ન જોવું એક જી,
જોવો ઘરબારનો વિવેક જી;
ન પિતા માતાથી વતરેક જી,
વળી છીંડાં ન જોવાં છેક. મારા વા'લા જી. ૧૨૨
રોનકે જોવી રૂક્ત જી,
વિચારે જોવી પુકત જી;
જોવી જાળવણી એ જુકત જી,
જોવી સુલક્ષણે યુકત. મારા વા'લા જી. ૧૨૩
વરવી જુવતી એવું જોઇ જી,
ન માનવું કહે કોઇ જી;
સુખની ઇચ્છે જે સોઇ જી,
જોવું જનકે મન મોઇ. મારા વા'લા જી. ૧૨૪
જોવી પિતાથી સાતમી પેઢી જી,
માતાથી પંચમી એઢી જી;
એ કાળગતે કન્યા તેડી જી,
પરણીને રાખવી મેડી. મારા વા'લા જી. ૧૨૫

---

૧૨૦ પીન—પુષ્ટ. ગુરૂતાએ દીન—ભારે નહિ તે-પાતળી. ૧૨૨ વતરેક—વિનાની. ૧૨૩ રૂક્ત-રૂક્તી રાખે-કહ્યું કરે એવી? ૧૨૫ એઢી—બરાબરી-અર્થાત્ પાંચમી પેઢીની બરાબરીની પેઢી.

તેવી સ્ત્રીનું રક્ષણ કરવું શૂર જી,
માનવી મહીથી ભરપૂર જી;
હવાં ઇર્ષ્યા કરવી ચૂર જી,
દિન મૈથુન ધરવું ન ઉર. મારા વા'લા જી. ૧૨૬
થાય અન્યને જોણે તાપ જી,
તેવું આચરવું નવ આપ જી;
જંતુ પીડાનો સંતાપ જી,
બી'વું બ્રાહ્મણ કેરે શાપ. મારા વા'લા જી. ૧૨૭
જોઈ સર્વ વર્ણની નારી જી,
ચાર દિવસ કરવી અકારી જી;
રામા રજસ્વળા ધારી જી,
ચાર રાત્રી ન જોવી વિચારી. મારા વા'લા જી. ૧૨૮
સ્ત્રીના પરિહાર અર્થે જી,
ક્ષપા પંચમી તજવી સમર્થે જી;
આ વાણી ન માનવી વ્યર્થે જી,
લોભાવું નહિ કામ ગર્થે. મારા વા'લા જી. ૧૨૯
છઠી રાત્રે છેલડી ભજવી જી,
એકી સંખ્યા રાત્રી તજવી જી;
બેકીમાં યુવતી યજવી જી,
કામકેલિની સામગ્રી સજવી. મારા વા'લા જી. ૧૩૦
એકી રાત્રીમાં સ્ત્રીનો સંગ જી,
કરતાં આવે પુત્ર પ્રસંગ જી;

---

૧૨૯ સ્ત્રીના-સ્ત્રી જન્મના. પરિહાર—ત્યાગ. ક્ષપા-રાત્રી. ૧૩૦ યજવી-પૂજવી.

એકી માંહે કરે ઉમંગ જી,
થાયે કન્યા આરત ભંગ. મારા વા'લા જી. ૧૩૧
એવું છે માટે વા'લા જી,
પુત્રેચ્છા હોયે કાલા જી;
વધુ શું ભાખું બાળા જી!
એકીમાં ભજવી બાળા. મારા વા'લા જી. ૧૩૨
સ્ત્રીસમાગમ દિવસે થાય જી,
કે પર્વે તેવું કરાય જી;
થાય ધર્મરહિત પુત્રની કાય જી,
સંધ્યા સંગે નપુંસક કે'વાય. મારા વા'લા જી. ૧૩૩
ભામિનીભોગ ક્ષૌર ને વાંતિ જી,
થયા પછી શોણે શાંતિ જી;
તે ભાખું ત્યજ સુત ભ્રાંતિ જી,
સ્મશાન ભૂમિની તેવી કાંતિ. મારા વા'લા જી. ૧૩૪
એ દોષ સચૈલસ્નાને નાસે જી,
ધર્મથી અધર્મ ત્રાસે જી;
સુર નિગમ વાડવ આશે જી,
અવગુણ સતી પ્રકાશે જી. મારા વા'લા જી. ૧૩૫
સાધુ સાચાકેરી કુથલી જી,
મહાત્મા નર યાજ્ઞિક વળી જી;
તપસ્વી આદિની નિંદા કળી જી,
કે હાસ્ય તેનું સાંભળી. મારા વા'લા જી. ૧૩૬

---

૧૩૪ સ્મશાન ઇ૦—અર્થાત્ સ્મશાનભૂમિમાં જઇ આવ્યાનો. ૧૩૫ સચૈલસ્નાને–વસ્ત્ર બોળીને નાહાવાથી. દેવ વગેરેની નિંદા સાંભળવી નહિ તે કહે છે: સુર ઇ૦–સ્પષ્ટ છે. વાડવ–વાડવના. સતી–સતીના.

નવ ઊભા રે'વું ભાઇ જી,
કે જાતે ન કરવું કાંઇ જી;
સ્વયથી ઊંચો જોઈ રંક રાઇ જી,
કે નીચા શું સગાઇ. મારા વા'લા જી. ૧૩૭
હોયે સાચી તદપિ હે ભ્રાંત જી,
કરવી ગણી ગાંડી વાત જી;
તેનું આસન જોઇ સાક્ષાત જી,
બેસવું ન થાવું પ્રખ્યાત. મારા વા'લા જી. ૧૩૮
અશુભ વેષ ન ધરવો કદા જી,
અશુભ વેણ ન વદવું સદા જી;
શોભિતા થવું હોય તદા જી,
( કરવું )શ્વેત વસ્ત્ર પુષ્પે મન મુદા. મારા વા'લા જી. ૧૩૯
કરવી મિત્રાચારી કોની સાથ જી,
તેહ જણાવું નરનાથ જી;
જવ ઝાલ્યો તેં માતનો હાથ જી,
તવ દુઃખ આવવું ન જોઇએ માથ. મારા વા'લા જી. ૧૪૦
ઉન્મત્ત ઉદ્ધત અજ્ઞ જી,
અમર્યાદ ન જાણે યજ્ઞ જી;
દુરાચારી આચારભગ્ન જી,
હોયે સુરકર્મે મન મગ્ન. મારા વા'લા જી. ૧૪૧
વ્યર્થ ધન ખરચણહારો જી,
લોભી પણ નહિ સારો જી;

---

૧૩૮ બેસવું ઇ૦—તેના આસન ઉપર બેસવું નહિ કે તેથી પ્રખ્યાત પણ ન થવું. ૧૪૧ અજ્ઞ—અજ્ઞાની. યજ્ઞ—પૂજન.

વ્યભિચારિણી જોઇ મન વારો જી,
અરિ મિત્રતાએ અકારો. મારા વા'લા જી. ૧૪૨
જુગાર રમનાર તેવો જી,
કુલટાનો પતિ, એવો જી;
અસંતોષી એના જેવો જી,
વળી ક્રૂરને કે'વો કેવો. મારા વા'લા જી. ૧૪૩
અપૂર્ણાંગ કે અગુણી જી,
સાખ્ય ખોટીવાળો સુણી જી;
સદા સેંજની આંખમાં ધુણી જી,
ભવિષ્ય ખરૂં કે'નારો ગુણી. મારા વા'લા જી. ૧૪૪
તજવો વિશ્વાસનો ઘાતી જી,
જેની કોઇમાં નહિ ખ્યાતિ જી;
તેની કરવી ન મૈત્રી માતી જી,
કરતાં કો દિન બળશે છાતી. મારા વા'લા જી. ૧૪૫
હવાં સ્નેહ કરવો કોનાથી જી,
તેનું ભવિષ્ય ભાખું ભાથી જી;
હોયે સાધુ સ્વભાવનો હાથી જી,
વળી સદાચાર તે સાથી. મારા વા'લા જી. ૧૪૬
મહાજ્ઞાની દુર્ગુણ હીન જી,
હોયે ખળતા વિહીન જી;
પ્રસંશાપાત્ર પીન જી,
રે' સ્વઉદ્યોગે અનુદિન. મારા વા'લા જી. ૧૪૭
વિશ્વાસ જેનો અચળ અનિત્ય જી,
તેવા મિત્રશુ કરવી પ્રીત જી;

આપવી આહુતિ અવેર જી,
જેથી વાધે ધર્મની સેર. મારા વા'લા જી. ૧૫૩
પે'લી બ્રહ્માને આહુતિ જી,
પછે કરી પ્રજાપતિસ્તુતિ જી;
ત્રીજી ગુહ્યક માટે ખુંતિ જી,
ચોથી કશ્યપકેરી હુતી. મારા વા'લા જી. ૧૫૪
એવી આહુતિ આપવાની મતિ જી,
કરે તેની ગહન ગતિ જી;
પે'લાં કરી ગૃહબલિદાનરતિ જી,
નિત્ય આપવો ગ્રહવતી. મારા વા'લા જી. ૧૫૫
તેનો વિધિ કહ્યો નિત્યકર્મ જી,
તેહ અવલોકો સુત પર્મ જી;
ગૃહપતિકેરૂં એ વર્મ જી,
કરચ વૈશ્વદેવાદિક ધર્મ. મારા વા'લા જી. ૧૫૬
તેમાં કોને દેવાં બલિદાન જી,
ભિન્ન ભિન્ન કહું ધરચ કાન જી;
કુંભ મૃતિકાને માન્ય જી,
ત્રણ બલિ દેવાં પ્રમાણ્ય. મારા વા'લા જી. ૧૫૭
મેઘ મહી જળને જાણ્ય જી,
ગેહદ્વારે દયને આણ્ય જી;
ધાતા વિધાતાને સુજાણ જી,
છે બબ્બેકેરૂં પ્રમાણ. મારા વા'લા જી. ૧૫૮

---

૧૫૩ અવેર-વ્યવસ્થા( થી ). ૧૫૪ ગુહ્યક—એ નામના દેવ. ૧૫૬ વર્મ-કવચ. ૧૫૮ ગેહદ્વારે-ઘરના આંગણામાં. દયને-એ બલિદાનને.

સુત પૂર્વ દિશાથી માંડી જી,
અનુક્રમે ન દિશા છાંડી જી;
મતિ કરવી નવ રજ ગાંડી જી,
કરે તો રે' નારી રાંડી. મારા વા'લા જી. ૧૫૯
અંતરિક્ષ વાયુ ને વિધિ જી,
સવિતા અને જળનિધિ જી;
તેને ક્રમે બલિ આપ્યાની વિધિ જી,
છે શાસ્ત્ર વિષે પ્રસિદ્ધિ. મારા વા'લા જી. ૧૬૦
વિશ્વેદવા ને સહુ પ્રેત જી,
ઉત્તરમાં ઉષાને હેત જી;
ભૂતપતિ ને મીનકેત જી,
તેના બલિનો કરવો વેત. મારા વા'લા જી. ૧૬૧
પછે અપસવ્ય કરી ભ્રાત જી,
સ્વધા પિતૃને કરવા શાંત જી;
કરી તેના અભિધાનની વાત જી,
દક્ષિણે બલિ દેવો સાક્ષાત. મારા વા'લા જી. ૧૬૨
પછે પાત્રે ચોટ્યું અન્ન જી,
તેણે કરવા યક્ષ્મ પ્રસન્ન જી;
પાત્ર પીછ વાયવ્ય જન જી,
અર્પણ કરવું જળ મહાગન. મારા વા'લા જી. ૧૬૩
પછે અન્નનો [illegible] અગ્રભાગ જી,

---

૧૬૧ ઉષા—એ નામનો દેવ. ૧૬૩ યક્ષ્મ—એ નામનો ઉપદેવતા. વાયવ્ય—વાયવ્ય ખૂણામાં.

વિધિ પુરસ્સર કરી યાગ જી;
હંતકાર મંત્રે અનુરાગ જી,
કરી દેવો દ્વિજ લખી મહાભાગ. મારા વા'લા જી. ૧૬૪
દેવાદિકનાં જે જે કર્મ જી,
તે તેને તીર્થે કરવાં પર્મ જી;
તો તે થાયે દાતા શર્મ જી,
એવા એવા ગૃહપતિધર્મ. મારા વા'લા જી. ૧૬૫
બ્રાહ્મતીર્થથી કરવું આચમન જી,
દક્ષિણ અંગુષ્ઠરેષા પાવન જી;
કહે બ્રાહ્મતીર્થ તેને સજ્જન જી,
હવાં પિતૃતીર્થ કહું ધરચ મન. મારા વા'લા જી. ૧૬૬
તર્જની અંગુષ્ઠ મધ્યેનું જળ જી,
પિતૃતીર્થ માન્યું વિમળ જી;
એવડે પિતૃનાંદીમુખ ફળ જી,
બીજાને અર્પવું જળ. મારા વા'લા જી. ૧૬૭
છે અંગુષ્ઠાગ્રે દૈવતીરથ જી,
તેવડે દેવવિધિનો અરથ જી;
કરવો એમ કે'. સમરથ જી,
સુરપૂજ્યા ન જાયે વ્યરથ. મારા વા'લા જી. ૧૬૮
કનિષ્ઠિકા મૂળે તીર્થ કાયા જી,
તેણે યજવા જેણે જાયા જી;
એ વિધિ નિત્યતીર્થે ના'યા જી,

---

૧૬૪ અગ્રભાગ—ચાર ગ્રાસ જેટલું. હંતકાર—હંત એવો ઉચ્ચાર.
૧૬૫ તીર્થ—હથેળી તથા આંગળાંનાં સ્થાન. (જુઓ કડી ૧૬૬–૧૬૯).
૧૬૭ પિતૃ ઈ૦—નાંદીમુખ થવાનું ફળ જે પિતૃઓને છે તેમના વિના બીજા પિતૃઓને પિતૃતીર્થથી જળ આપવું.

દેવ પૂજી સત્ય કમાયા. મારા વા'લા જી. ૧૬૯
દેવાર્ચન બીજી રીતે જી,
થાયે ન કાંઇ પ્રતીતે જી;
આચમન બ્રાહ્મતીર્થે પ્રીતે.જી,
શ્રેષ્ઠ કહ્યું ન્યાય નીતે. મારા વા'લા જી. ૧૭૦
પિતતીર્થે પિતૃની સેવ જી,
કરવી દૈવતીર્થે દેવની એવ જી;
કાયાતીર્થે તજી અહમેવ જી.
કરવી પ્રજાપતિની સેવ. મારા વા'લા જી. ૧૭૧
પિતૃ પિંડોદક નાંદીમુખ જી,
ક્રિયા કરવી થઈ સન્મુખ જી;
ક્રિયા પ્રજાપતિની મુખ્ય જી,
પ્રજાપતિતીર્થે થાયે સુખ. મારા વા'લા જી. ૧૭૨
ગુણી નરે એકે કાળે જી,
વારિ વન્હિ ન ધરવાં બાળે જી;
ગુરૂ દેવ સન્મુખ ભાળે જી,
કદા કર ન દેવો કપાળે. મારા વા'લા જી. ૧૭૩
ન બેસવું લાંબા ઘાલી પગ જી,
વિચારવી તેમની રગ જી;
કરવી વાછરડાની વગ જી,
કે'વું ન ધાવે ગાયની રાગ. મારા વા'લા જી. ૧૭૪

---

૧૬૯ કાયાતીર્થ—કાયતીર્થ. તેણે ઇ૦—એ તીર્થવડે, જેણે જાયા (ઉત્પન્ન કર્યા) એવા પ્રજાપતિને યજવા—પૂજવા. ૧૭૩ બાળે—કેમકે તે બાળે. ૧૭૪ રાગ—અર્થાત્ આંચળ.

પોશે પાણી ન પીવું ક્યારે જી,
શૌચ પ્રસંગ પડે જ્યારે જી;
વધુ વાર ન કરવી ત્યારે જી,
અલ્પ બૃહત્ એક વિચારે. મારા વા'લા જી. ૧૭૫
વક્ત્રે વન્હિ નવ ફુંકવો જી,
ન માનો તો અનુભવો જી;
પૂછો રોગ જેને હવો જી,
કે બળી મૂઓ અવનવો. મારા વા'લા જી. ૧૭૬
જ્યાં નહિ ઋણધીરણહાર જી,
જ્યાં નહિ વૈદ્યવિદ્યા જાણનાર જી;
શ્રોત્રિય દ્વિજ જ્યાં નિરધાર જી,
નવ હોયે જળાશય સાર. મારા વા'લા જી. ૧૭૭
ત્યાં વાસ ન વસવો જ્ઞાની જી,
શાસ્ત્ર સમ્યક્ પિછાની જી;
રે'વું રાય અરિપર લહી માની જી,
ધારે ધર્મની ધારણ છાની. મારા વા'લા જી. ૧૭૮
હોયે અંગે મહાબળવાન જી,
રે'વું તેના નૃપનગ્રે ગુણવાન જી;
કુનૃપ રાજ્યે દુઃખ મહાન જી,
માટે માનવું તે સ્મશાન. મારા વા'લા જી. ૧૭૯
જેનું માન ખંડન ન કરે કોઈ જી,

---

૧૭૫ અલ્પ બૃહત્—નાનું કે મોટું (શૌચ). ૧૭૬ વક્ત્રે-મોઢાવતી. ન ફૂંકવાનું કારણ કહેઉં: પૂછો ૪૦—૨૫૯ છે. ૧૭૮ રે'વું ઇ૦—જ્યાં અરિપર (શત્રુથી બળવાન) અને માની રાજા હોય, તથા જે ધર્મની ધારણ છાની રીને ધારતો હોય ત્યાં રહેવું

જેનો રહે અરિગણુ રોઇ જી;
એવા નરવરને જોઇ જી,
રે'વાની કરવી સોઇ. મારા વા'લા જી. ૧૮૦
અતિ તૃણ જે મહીની માંય જી,
અન્ન ઉપજે લેખું ન કાંય જી;
હોય ન્યાયીનો વાસ જ્યાંય જી,
સ્વગ્રામ માની રેવું ત્યાંય. મારા વા'લા જી. ૧૮૧
જ્યાં ઓછો ઇર્ષ્યા દ્વેષ જી,
ત્યાં વશે થાય મહેશ જી;
જ્યાં ન કુવિકાર વરવેશ જી,
રાખે વરણાગીમાં કેશ. મારા વા'લા જી. ૧૮૨
મન માને ન મોટાઇ રેષ જી,
માને સરખાં ડોટી ખેસ જી;
ત્યાં વસતાં સુખ ન શેષ જી,
રહે કોઇ દિન નરેશ. મારા વા'લા જી. ૧૮૩
જ્યાં પાકે વનસ્પતિ સર્વ જી,
ત્યાં વસવું માની પર્વ. જી;
જ્યાં અરિવિજયનો ગર્વ જી,
જ્યાં ન ધન મિલનનો ધર્વ. મારા વા'લા જી. ૧૮૪
એવે આચરણે અરિ અત્ય જી,
રોજ મોજીલી જેની મત્ય જી;
એ દુર્ગગુનો ગણો ગત્ય જી,

---

૧૮૧ તૃણ—ઘાસ. ૧૮૨ વરવેશ—ઉત્તમ વેશવાળા—સારા માતબર.

વાસ વસવો નહિ સત્ય. મારા વા'લા જી. ૧૮૫
જે જગતીપતિ ન છંતાય અન્યે જી,
ઉપજે તૃણાન્ન જે વન્યે જી;
તેમાં સુધીએ વસવું ધન્યે જી,
સહપાઠી સદાચારી જન્યે. મારા વા'લા જી. ૧૮૬
કહ્યું સુત મારા સર્વત્રજી,
કયે સુણે ફરે કર્મપત્ર જી;
જે પુણ્ય થાયે મહાસત્ર જી,
છે સુણ્યે પુણ્ય તે અત્ર. મારા વા'લા જી. ૧૮૭
આથી વિરોધાચારી પુરાણી જી,
કે નૃપકેરી રાણી જી;
જાયે દુરાચારી નરકખાણી જી,
વિપ્ર જાણવે છે જાણી. મારા વાલા જી. ૧૮૮
પુરાણીની દયા આણી જી,
રાયની રાણી પુર આણી જી;
તેની કથની શી કાણી જી,
નમવું નર નીચ નાણી. મારા વા'લા જી. ૧૮૯
કહે કથા રાણી, રાણી જી,
અતિ રાગડો મોટો તાણી જી;
ગુણ ગાઉં શું તેના વખાણી જી,
પુર આણી પુર પ્રમાણી. મારા વા'લા જી. ૧૯૦
ઇતિ માર્કંડેયમાં માણી જી,
અલર્કાનુશાસન તાણી જી;

---

૧૮૬ વન્યે—વનમાં. સહપાઠી ૧૯૦—જ્યાં સહપાઠી અને સદાચારી પુરૂષો રહેતા હોય.

સદાચારની વદી વાણી જી,
ચતુસ્રિંશોધ્યાય જાણી. મારા વા'લા જી. ૧૯૧

વલણ.

ચતુસ્રિંશોધ્યાય જાણી, કર્યો પૂરો પ્રેમ રે;
માધવ ઉમાધવ મે'રથી, પારચ ન ઉતરૂં કેમ રે? ૧૯૨

## કડવું ૯૦ મું.

રાગ મેવાડો.

મદાલસા કે' સુણ્ય સુત, કહું તને વાતડી રે;
વર્જ્યાવર્જ્ય વિધિ અદ્દ્ભુત, જણાવું તે જાતડી રે. ૧
તેની શુદ્ધિતણા ઉપાય, સુણ્ય તું આ ઘડી રે;
તૈલ ઘૃતઆદિ સુખદાય, વાત તેની વડી રે. ૨

ઢાળ.

વડી આ ઘડી વાત તેની, કહું સુણ્ય મમ સુત;
તૈલ આજ્યતણા પદાર્થો, બને મહાઅદ્દ્ભુત. ૩
એ ઉભય મિશ્રાણુથકી જે, નીપજાવ્યું અન્ન;
ગોધૂમકૃતિ સ્નેહાજ્યવિણ, પયકૃતિ અતિ પાવન. ૪
યવતણું એમ માનવું, ગોરસતણું નિરવાણ;
જો ઘણા કાળનું કરેલું પણ, ભક્ષવું પરમાણ. ૫
શશ કૂર્મ ગોધા શાહુડી વળી, એંડો ગેંડો જેહ;

૧૯૨ ઉમાધવ—મહાદેવ. ૩ આજ્ય—ઘી. ૪ ગોધૂમકૃતિ—ગહુંના બનાવેલા પદાર્થ. સ્નેહાજ્યવિણ—ઘી કે તેલ વિના. પયકૃતિ—દૂધના પદાર્થ.

ભક્ષવાને યોગ્ય તેનું, આમિષ નિઃસંદેહ. ૬
ગ્રામસૂકર અને કુક્કુટ—કેરૂં માંસ અભક્ષ્ય;
જે ખાય તે અશુદ્ધ થાયે, હોય મોટો દક્ષ. ૭
શ્રાદ્ધકર્મે દ્વિજેચ્છાએ, કર્યું પ્રોક્ષણ જેહ;
સુરપિતૃકેરૂં શેષ જે વળી, ઔષધાર્થે તેહ— ૮
માંસ આણ્યું ભક્ષ્યતાં, નવ દોષ લેપે રજ;
મદાલસા કે' વત્સ મારા, સુણય તું થઈ સજ. ૯
કનક કંબુ રજત રજ્જુ, પાષાણ ને વળી વસ્ત્ર;
શાક મૂળ ફળ વંશ આદિક, શૂરવીરનું શસ્ત્ર. ૧૦
પદાર્થ જે જે પત્રકેરા, ચર્મ મણિ પ્રવાળ;
વજ્ર મૌક્તિક નરતનુ એ, શુદ્ધ થાયે બાળ— ૧૧
ધોઇ મૂકે વારિ એ તો, થાય શુચિ તે સાર;
દોષ સહુ દૂર પળી જાયે, માન્ય તું નિરધાર. ૧૨
લોહપાત્રકેરી શુદ્ધિ, જળે ધોયે જાણ;
પાષાણપાત્રની ઘર્ષણે, શુદ્ધિ કહી પરમાણ. ૧૩
ચીકણું સ્નેહાજ્યથી જે, હવું ભાજન પૂર;
ઉષ્ણ ઉદકે શુદ્ધ થાયે, સુત શિરોમણિ શૂર. ૧૪
ધાન્ય સૂપડું ચર્મ મૃગનું, ઉલૂખલ અને મૂશળ;
વસનનો વધતો જયો વીર, મહાસંચય બળ. ૧૫

---

૬ શશ —સસલો. કૂર્મ—કાચબો. ગોધા—ઘો. એંડો—એક જાતનું પ્રાણી. ૭ ગ્રામસૂકર—ભૂંડ. કુક્કુટ—કૂકડો.

૮ પ્રોક્ષણ કર્યું—જળ છાંટી પવિત્ર કર્યું. ૧૦ કંબુ–શંખ. રજત-રૂપું. રજ્જુ—દોરડી. વંશ—વાંસ.

૧૧ પ્રવાળ-પરવાળાં. વજ્ર-હીરો. ૧૩ ઘર્ષણે-ઘસવાથી. ૧૪ સ્નેહાજ્ય —તેલ, દીવેલ, વગેરે તથા ઘી. ૧૫ ઉલૂખલ—ખાંડણીઓ.

છે શુદ્ધિ જળ છાંટથી એની, વલ્કની પાણીથીજ;
માટીવડે મુનિ કોઇ કે'તા, નહિ ખીજ કે રીઝ. ૧૬
તૃણ કાષ્ઠ ઔષધીકેરી શુદ્ધિ, પયઃપ્રોક્ષણ થાય;
અજાકેશની એમ શુદ્ધિ, વળી સહુ વાળની કે'વાય. ૧૭
પવિત્રતા પરમાસ્ત્રની ને, અસ્ત્રની વળી આંમ;
સ્નેહ સરસવકલ્કથી કે, વારિથી મહાનામ. ૧૮
પીતળ કાંસાતણા પાત્રની, શુદ્ધિ કે' સહુ કોઈ;
પાણીથી કે રાખથી શુચિ-કેરી માને સોઇ. ૧૯
કાષ્ઠની કે કલ્કની ચૂડી, કાષ્ઠ કે હોય કલ્ક;
અસ્થિ શૃંગ પદાર્થ શુદ્ધિ, છોલતામાં પલક. ૨૦
માટીના ભાજનતણી ભાઇ, ફરી પકવ્યે જાણ;
હવાં શુદ્ધ શું તે વર્ણવું, શાસ્ત્રે કહ્યું પ્રમાણ. ૨૧
ભીખ માગીનેજ આણી, વ્યાપારીકેરો હાથ;
વ્યાપારકારણ વસ્ત કાઢી, સ્ત્રી મુખનો સંઘાત. ૨૨
માર્ગમાંહે જે પડ્યું કે, અજાણ્યું હોય જેહ;
મંગાવિયું જે દાસ પાસે, પ્રશંસિયું હોયે તેહ. ૨૩
અપવિત્રતાનો કાળ ગત અતિ, થયો હોયે જ્યાંય;
અંતરિત અશુચિ વસ્ત વળી, અતિ ગુરૂપણ નવ ત્યાંય. ૨૪
સમુદાય બાળક વૃદ્ધ રોગી, કારીગરની કોડય;
શગડી ચૂલો સર્વ એવાં, તોડ જોડયે જોડય. ૨૫
બાળ ધાવણું કામિની, દુર્ગંધ ને સુગંધ;
બુદબુદાવિણ વારિ વે'તું, પવન મંદ સુગંધ. ૨૬

---

૧૬ વલ્ક—વલ્કલ. ૧૭ પયઃપ્રોક્ષણ—જળ છાંટવું. ૧૮ કલ્ક—ચટણી. ૨૦ કલ્ક—હાથીદાંત. ૨૧ ભાજન—વાસણ. ૨૪ અંતરિત—અર્થાત્ અશુચિ થયા પછી ઘણા જણનો સ્પર્શ થયો હોય. ૨૬ બુદબુદા—પરપોટા.

એ આદિ વાનાં શુદ્ધ છે, વળી કહું આગે અન્યે;
કાળ ગત અતિશે થયે, સહુ વસ્ત થાયે ધન્ય. ૨૭
ઉર્વી ઉપર ઉચ્ચેરા જે, ઓઘ વાળ્યે જાણ્ય;
ગાય ફરો જવાથી ભાઇ, લીંપવે મન આણ્ય. ૨૮
ખણી કાઢવે કે પાણીથી, ગોમૂત્ર છાંટયે ભાઇ;
પવિત્ર થાયે પૃથ્વી સહુ, તજી પાપની સગાઈ. ૨૯
સ્વચ્છતાથકી શુચિ થાયે, પૂજનથકી પ્રમાણ;
ગેહ આદિક જાણ્ય નિશ્ચે, સુત હે સુજાણ. ૩૦
કેશ જંતુ પડ્યાં જેમાં, સુરભિ લીધ સુગંધ;
મક્ષિકા પડી જેહમાં વળી, તેહ શુદ્ધનો બંધ. ૩૧
માટી પાણી ભસ્મ મોક્ષણ-વડે ભાખ્યો શાસ્ત્ર;
તામ્રપાત્રની શુદ્ધિ ભાખી, ખટારાથી મહાશાસ્ત્ર. ૩૨
જસત શીસું શુદ્ધ કરવા, ક્ષાર જોઇએ જાણ;
કાંસાની શુદ્ધિ ભસ્મ જળથી, થાય સુત નિરવાણ. ૩૩
પ્રવાહીકેરી વસ્ત શુચિ જો, કરે ધરવા ધ્યાન;
તું મૂકય વે'તી તેહને, શુદ્ધિતણે અનુમાન. ૩૪
અપવિત્ર કર્દમ થકી જે જે, હોય ખરડ્યું સાર;
તે માટીજળથી શુદ્ધ થાશે, આણ્ય મન અવિધાર. ૩૫
તેમ તેના ગંધ આઘો, કર્યે થાયે શુદ્ધ;
અન્ય વળી એ રીતથી, થાય શુદ્ધ હે મહાબુદ્ધ. ૩૬
ઉર્વી પરનું હોય પાણી, જદ્દ તેનું માપ;
એક સુરભિ તૃપ્ત થાયે, તે શુચિ ને અણપાપ. ૩૭

---

૨૮ ઉર્વી—પૃથ્વી. ઓઘ—ઢગલા. ૩૧ સુરભિ લી૦—ગાયે જેને સૂંઘ્યું હોય.

ચાંડાળકેરી ચાલથી, આમિષ આ'ણે પક્ષીથી;
અપવિત્ર જે જે થયું તેને, શુચિ સમીરઅક્ષિથી. ૩૮
વસ્ત્રાદિ પડિયું ભૂમિમાંહે, તેહ આવી જાય;
વાયુ વાયે થાય શુચિ, વેદ શાસ્ત્રે ગાય. ૩૯
અશ્વ રજ રોહિતાશ્વને વળી, ગાય છાય કિરણ;
પવન પૃથ્વી વારિબિંદુ, મક્ષીકેરૂં મરણ. ૪૦
વા હોય જીવતી તોય તે છે, શુચિ સર્વે વાત;
દુષ્ટસંગથી નહિ દૂષિત, ખરેખર મમ ભ્રાત. ૪૧
અજાશ્વ એ બે છે શુચિ, મુખ ભણીથી ભાઈ;
મુખ નહિ પૂંછ ગાયનું છે, પવિત્ર ને સુખદાઈ. ૪૨
વળી ગાયકેરાં વત્સનું સુત, શુચિ કે'તા વેદ;
છે દૂધ દેતી માતકેરૂં, શુદ્ધ મુખ નિર્વેદ. ૪૩
વદન પક્ષીકેરૂં શુચિ, ફળ પાડતાં પ્રમાણ;
શુદ્ધ અગ્નિ સર્વ સ્થાનક, વેદાંતી વદતા વાણ. ૪૪
આસન ચટાઈ નાવ વાહન, તૃણ પડિયાં પંથ;
ચંદ્રસવિતાકિરણ પડતા, શુદ્ધ થાયે અંથ. ૪૫
વાયુ વાતાં શુદ્ધ થાયે, જ્યમ વ્યાપારીકેરી વસ્ત;
ત્યમ એહકેરી શુદ્ધિ છે સુત, વદે શાસ્ત્ર સમસ્ત. ૪૬
માર્ગમાંથી ખશી આઘે, જઈ માર્ગ મલિન;
સ્નાન કરી છીંક્યા પછી, પાન કરી અનુદિન. ૪૭
સ્વતઃવિર્યનું સ્ખલન થાતાં, વસ્ત્ર ધાર્યા પૂક;
વિધિપુરસ્સર આચમનથકી, વળે શુદ્ધિ મૂડ. ૪૮
અસ્પર્શ્યકેરા સ્પર્શવાળો, માર્ગ જે નિરવાણ;

---

૩૮ સમીરઅક્ષિથી–પવનની નજર પડવાથી. ૪૦ રોહિતાશ્વ–અગ્નિ.
૪૫ અંથ—( ? )

અશુચિ કર્દમ પડ્યો વાટે, મહાજળનું જાણ. ૪૯
પંક્તિ ઇંટનો ઓટલો, કે ગેહ બાંધ્યું જેહ;
વાયુ વાયે થાય શુચિ તે, સર્વ નિઃસંદેહ. ૫૦
અન્નકેરો ઓઘ મોટો, થયો અશુચિ સ્પર્શ;
ચાર ગ્રાસિનો ત્યાગ કરતાં, શુચિ સર્વે દર્શ. ૫૧
તે શુચિ કરવા વળી બાકી, તેહ ભાખું આજ;
કર શુચિ માટીએ જળે વા, વળી કહું રહ્યું કાજ. ૫૨
કરવું પ્રોક્ષણ આચમન કરી, એટલે અન્ન પવિત્ર;
છે શાસ્ત્રમાંહે સાખ્ય એવી, નહિ વાણી વિચિત્ર. ૫૩
અણજાણ્યે દૂષિત અન્નનું, કરાયું ભક્ષણ;
ત્રણ રાત્રી ઉપોષણથકી શુચિ, ઉપાય નવ એ વણ. ૫૪
કિંતુ જાણી જોઇ ખાધું, દોષવાળું અન્ન;
તે દોષવિમોચને થાયે, તેહ જન પાવન. ૫૫
રજવતી સ્ત્રી શ્વાન આદિ, સૂતિકા હોય શામ;
ચાંડાળ અંત્યાવસાયી ને, વળી થયો જેને ધામ. ૫૬
મૃતક ઉંચકનાર આદિક, સ્પર્શિયા જો દેહ;
સહુ સ્નાન કરતાં શુચિ થાયે, જાણ્ય નિઃસંદેહ. ૫૭
અસ્થિ નરનું હોય લીલું, થાય તેને સ્પર્શ;
સ્નાન કરતાં શુદ્ધિ થાયે, ઇમ કર્યે ઉત્કર્ષ. ૫૮
શુષ્ક હોયે આચમન તવ, કર્યે શુદ્ધિ હોય;
પૃથ્વીસ્પર્શ કે સૂર્યદર્શન, પવિત્ર કરતા સોય. ૫૯

---

૫૨ કર ઇ૦—માટી તથા જળવડે કર શુચિ કરીને આચમન કરીને તે અન્નનું પ્રોક્ષણ કરવું.

૫૫ દોષવિમોચને—( ધર્મશાસ્ત્રમાં કહેલું પ્રાયશ્ચિત કરીને ). ૫૬ અંત્યાવસાયી—છેલ્લા રહેનારા—ઢેડ વગેરે.

શોણિત શ્લેષ્મને અંગ ચોળ્યા, તૈલ આદિ પદાર્થ—
જોઇ, ઉપર થઈ ન જાવું, ક્ષુદ્ર પડિયા સાર્થ— ૬૦
સુજ્ઞ પુરૂષે વાડી કે, ઉદ્યાન માંહે વાસ—
કરવો નહિ એમ શાસ્ત્ર કે', પુરાણ ને ઇતિહાસ. ૬૧
લોકનિંદા જેહ બોલી, તેહ બોલે મૂર્ખ;
પુત્રપતિવિણ પત્ની સાથે, વદ તે નહિ પુર્ખ. ૬૨
એંઠું મળમૂત્રાદિ કદીએ, ન નાખવું ઘરમાંય;
વળી પાદ ધોયાતણું પાણી, ઉકરડે નંખાય. ૬૩
જળાશય લહી પારકું, કરાય ક્યારે સ્નાન;
કાઢી પંચ ગોળા મૃત્તિકાના, દેવું ઉદકદાન. ૬૪
પછે ના'વું તેહમાં, કહ્યું શાસ્ત્રે એમ;
કારણ ન એનું પૂછવું, કે લાવવો નવ વે'મ. ૬૫
નારાયણનિર્મિત્ત જળાશય જે, સુરસરિ વારિ-હદ;
નદી નિરખી સ્નાન કરવું, નહિ એની હદ. ૬૬
સુર પિતૃ સહિત શાસ્ત્રે, મંત્ર મખ આદિક;
નિંદતો નર આવે અડકે, તેની મોટી બીક. ૬૭
બોલાયું એવા દુષ્ટ સાથે, પાપ લાગે અંગ;
સૂર્યદર્શને થાય છે તે, પાપકેરો ભંગ. ૬૮
શ્વપચ રજવતી પતિત શબ, પ્રસૂતિકા ધર્મવિહીન;
વળી અંત્યજાતિ નગ્ન નર, નપુંસક મન દીન. ૬૯
શબવાહક પરસ્ત્રીભોગી, કદી જો જોવાય;
સૂર્યદર્શને એહ પાતિક, જડામૂળ ધોવાય. ૭૦
અભક્ષ્ય સૂતિકા નપુંસક નર, બિડાલ ઊંદિર શ્વાન;
કુક્કુટ પતિત ને તજેલો જન, ધર્યું કર શબયાન. ૭૧

૬૦ શ્લેષ્મ—કફ. ક્ષુદ્ર ઇ૦—અર્થાત્ અધમ લોકોની સાથે.

રજસ્વળા ચાંડાળ શૂકર, અડે અંગે જાણ;
સ્નાન કરી પવિત્ર થાવું, એ શુદ્ધિનું પ્રમાણ. ૭૨
સુતિકાશૌચે દૂષિત નર, થાય સ્નાનથી પવિત્ર;
અલર્ક કે' જનની કહો, મુને સુતિકાદિચરિત્ર. ૭૩
વિશેષ લક્ષણ તેમનાં સહુ, મને સુણવા મન;
મદાલસા કે' સુત સાંભળ્ય, થઇશ તું પાવન. ૭૪
બ્રાહ્મણી બ્રાહ્મણ લગ્નવિણ જો, થાય નર ને નાર;
છે ઉભય સૂતકી જન્મ સુધી, તેનું અન્ન નિંદણહાર. ૭૫
જે ન યોગ્યકાળે હોમ કરતો, ઉદરે ન ખવાય;
જેની અન્યને ખવરાવતાં, થાય ક્રોધી કૂડી કાય. ૭૬
પિતૃ સુરપૂજનતણી નહિ, પ્રીતિ જેને પૂર્ણ;
નપુંસક નર તેહ થાયે, વૈદ્યનાં ખાય ચૂર્ણ. ૭૭
જે નર દંભ અર્થે યજ્ઞ સાધે, યશાર્થે તપ જાણ્ય;
આ લોક કે પરલોકમાં તે, નવ સુખદા મન આણ્ય. ૭૮
સરે નહિ ભાઇ એટલેથી, તે કે'વાયછે માર્જાર;
સંપત્તિ સ્વય ગેહ હોયે, ખાય નહિ નર નાર. ૭૯
ન આપી હોમી કાંઇ જાણ, તે મૂષક કે'વાય;
માટે યથાશક્તિ આપવું, જ્યમ ગુણ બીજા ગાય. ૮૦
જે ન્યાયી થઇ ન્યાયાસને, કરવાને બેઠો ન્યાય;
સ્વજનકેરી પક્ષ કરતાં, કૂકડો કહેવાય. ૮૧
જો અન્ન ઉદરે ગયું તેનું, કૃચ્છ્ર કર્યે શુદ્ધ થવાય;
નિંદિત એવું અન્ન તેનું, કહે મહામુનિ રાય. ૮૨

૭૩ સૂતિકાદિ—પ્રસવવાળી સ્ત્રીનું અને એવાજ બીજા પ્રકારનું સૂતક.
૮૨ કૃચ્છ્ર—કૃચ્છ્ર ચાંદ્રાયણ.

આપત્તિ આવ્યા વિણ જે નર, સ્વધર્મ છોડી દેય;
વિજ્ઞાનવાદી પતિત કે', જન મૂઢ માને તેય.
પુત્ર પત્ની દેવ ગુરૂ, એને તજી રે'નાર;
ગાય દ્વિજ સ્ત્રીઘાતીને, તજાયલો કે' સાર.
જેહ કુળમાં વેદ નહિ, નહિ શાસ્ત્ર વ્રત કે નેમ;
સુજ્ઞ જાણે નગ્ન તેને, સુરનર ન આણે રે'મ.
આશા ધરી નર રહ્યા આવી, નવ દેય તેને જેહ;
આપનારને વારવાને, ધરે વચ્ચે દેહ.
તેમ શરણાગત તજે તે, માનવાં ચાંડાળ;
ઉદ્ધાર તેનો નવ કદી, શત વર્ષનો જાય કાળ. ૮૭
જે ત્યાગ બંધુનો કરે, સત્પુરૂષકેરો જાણ;
ત્યાગ બ્રાહ્મણનો કરે તે, જાણવો અજાણ. ૮૮
કે તજાયલો હોય તેથકી, કે જારજાનું અન્ન;
ચાંદ્રાયણ કરે નર ખાય છૂટે, સુણો મારા તન. ૮૯
નિત્ય નૈમિત્તિક જે નવ, કરે કર્મ વિચાર;
ખવાય અન્ન જો તેહનું, ( થાય ) ત્રિઉપોષણે ઉદ્ધાર. ૯૦
નિત્યકર્મનો લોપ જ્યાંહી, અહોરાત્રી થાય;
સર્વ દ્વિજે ત્યાગિયો તે, પાપીજન કહેવાય. ૯૧
પાપી થાવું જેહને તે, ત્યાગતા નિત્યકર્મ;
છે નિત્ય નૈમિત્તિક બંને, વપુકેરું વર્મ. ૯૨
સગા કોઇમાં થાય જ્યારે, જન્મ કે વળી મરણ;
તવ દ્વિજે દશ દિન તજવાં, કર્મ કરી હરિશરણ. ૯૩
ક્ષત્રીએ દ્વાદશ દિવસ, અર્ધમાસ વૈશ્યે જાણ;

૮૯ જારજા—જારથી ઉપજેલો. ૯૨ વપુ—શરીર. વર્મ—કવચ. અર્થાત્ રક્ષણ કરનાર.

એક માસ શૂદ્રે હોમ આદિક, ત્યાગવાં નિરવાણ. ૯૪
એમ કર્મથી રહિત રહેવું, શાસ્ત્રઆજ્ઞા માની;
પછે પૂર્વે કહ્યાં તેવાં, કર્મ કરવાં જાણી. ૯૫
મૂઆ શબના ગોત્રીઓએ, જઈ ગામથી બા'ર;
અગ્નિનો સંસ્કાર કરી પછી, પેલે દીને અનિવાર. ૯૬
સાતમે નવમે દિને સુત, જલાંજલિ દેવી એમ;
ચોથે દિને ટાઢી પાણી, પછે અસ્થિસંચય હેત. ૯૭
અસ્થિસંચય કર્યા પૂઠે, તે ગોત્રીકેરે દેહ;
સ્પર્શ કરી શકાય વળતી, કહી શુચિ થાય તેહ. ૯૮
અસ્થિસંચય કર્યા પૂઠી, સહોદર વિણ સર્વ;
બ્રહ્મયજ્ઞાદિ કરીને, યજે નિત્યનું પર્વ. ૯૯
સપિંડ નરને મરણવાસર, સપિંડ સોદર સ્પર્શ;
કરાય એટલું જાણ નિશ્ચે, તો થશે ઉત્કર્ષ. ૧૦૦
દ્રુમ પય પશુ દાઢવાળાં, અસ્ત્ર વારિપ્રવાહ;
આંટી અગ્નિ વિષ ને વળી, ઊર્ધ્વપાતનો રાહ. ૧૦૧
જાણી જોઈને મરણઇચ્છા, ઉપાયે અપ્રીત;
તેહ જમલોકે ગયો જન, નવ તેની ઉદકક્રિયા રીત. ૧૦૨
વળી ઔર્ધ્વદૈહિક થાય નહિ, શાસ્ત્રે કહ્યું છે એમ;
વચન શાસ્ત્રનું પાળવું, જો વાંચ્છવું સહુ ક્ષેમ. ૧૦૩
ગલિતગર્ભે એ વિધિ છે, કિંતુ તેમાં ભેદ;
શુદ્ધિ પૂરે સમય થાતી, જેમ સુધી કરે નિર્વેદ. ૧૦૪

---

૯૭ અસ્થિસંચય—બાળેલા શબનાં હાડકાં વીણી લેવાં. ૧૦૧ આંટી—ફાંસો. ઉર્ધ્વ૦—ઉંચેથી નીચે પડવાનો રસ્તો. ૧૦૪ જેમ૦—જેમ સુધી (ડાહ્યા માણસ) નિર્વેદ (નિશ્ચય) કરે—આચરે છે.

સમય એવો આવતાં, દ્વિજે એક અહોરાત્ર;
ક્ષત્રિયે ત્રણ દિન જાણો, ષટ્ દિન વૈશ્યને ગાત્ર. ૧૦૫
બાર દિન શૂદ્રે સહી, આશૌચ પાળવું સાર;
ગર્ભસ્રાવની શુદ્ધિ એવી, વેદને વિચાર. ૧૦૬
બાળ, વિદેશે ગયો, સંન્યસ્ત ધરિયું જાણ;
શૌચ તેમનું થાય તે ઘડી, વળી કહું અન્ય પ્રમાણ. ૧૦૭
મતાંતર એ માંહી એવો, આશૌચ રે' ત્રણ દિન;
સપિંડમાંથી મરણ કોનું, થાય સુત સજ્જન. ૧૦૮
એવામાં અન્ય મરે એવો, કહું તેનું પ્રમાણ;
મટે પ્રથમ મરનારનું, આશૌચ જે દિન જાણ. ૧૦૯
કરવી નિવૃત્તિ તે દિને, અન્ય આશૌચની સાર;
પછે ક્રિયાકર્મ કરવું, એવો નિગમ નિરધાર. ૧૧૦
એજ વિધિ સપિંડનો, સોદકતણો કહેવાય;
જન્મ આશૌચે કહ્યો એ, સુણ્ય સુત મહાકાય. ૧૧૧
મહાભૃગુ મુનિ એમ ભાખે, પુત્ર પ્રસવ્યો જ્યાર;
પિતાએ સચૈલ કરવું, સ્નાન તો નિરધાર. ૧૧૨
મરણ થાયે તેહનું તો, ના'વું બંધુ સર્વ;
ઉદ્ભવઆશૌચ તેમાંય આવ્યું; રાખવો મન ધર્વ. ૧૧૩
પ્રથમ જન્મ્યાતણી સાથે, થાય અન્યની શુદ્ધિ;
નિયમ કેવા તેહ માટે, વદું સુણ્ય મહાબુદ્ધિ. ૧૧૪
દ્વિજે દશ દિન, બાર ક્ષત્રિય, વાણિયે પંદર;
કહ્યા ત્રીશ દિન શૂદ્રને, નહિ એજ ઉપર. ૧૧૫
એ દિન વીત્યા પૂઠે કરવી, નિત્ય ક્રિયા જેહ;

---

૧૦૬ આશૌચ—સૂતક. ૧૧૩ ઉદ્ભવઆશૌચ—જન્મસૂતક.

પછે એકોદ્દિષ્ટ કરવું, શ્રાદ્ધ નિઃસંદેહ. ૧૧૬
મતિમાને તે સમે, દેવાં દ્વિજને દાન;
રાત્ર દિવસ અભીષ્ટ સેવા, કરે જે અનુમાન. ૧૧૭
કે પુત્ર પત્ની અમર કરવા, જેહને ઇચ્છાય;
વા ઘરે મારૂં આ સદા રો', એમ જો કદી થાય. ૧૧૮
તો જેહ વાંચ્છ્યું તેહ દેવું, દાનમાં નિરધાર;
ગુણી જોઇ દાન કરતાં, ફળે શુભ વિચાર. ૧૧૯
આશૌચનિર્ણયવિષે ભાખ્યા, જેટલા દિન જાણ;
તે ગયા પૂઠે સ્પર્શવું, તેનું કરૂં પ્રમાણ. ૧૨૦
વારિ વાહન અસ્ત્ર ને વળી, આયુધો ને દંડ;
પૂરે દિને સ્પર્શ તેનો, થાય હે મતિમંડ. ૧૨૧
મરણ ને વળી જન્મકેરી, કહી ક્રિયા જેહ;
સજ્જન હશે તે પાળશે, અકર્મી ઉર સંદેહ. ૧૨૨
વર્ણાશ્રમના ધર્મમાંહે, ક્રિયા વર્ણવી સર્વ;
તેહ રીતે આચરો સુત, ગાળી તનનો ગર્વ. ૧૨૩
આજ લોકે એજ ઉત્તમ, પરલોકનો વિશ્રામ;
કરો સુખદા ક્રિયા ભાખી, ફળે મનની કામ. ૧૨૪
સાર એ સર્વતણો કહું, સિધ્ધ થાવા કાર્ય;
નિત્ય વેદાભ્યાસ કરવો, જો થવું હોય આર્ય. ૧૨૫
વિચક્ષણ વિચારશાલી, થવું સુત સજ્જન;
ધર્મ ધારી ધન જોડવું, નવ નીચ કરવું મન. ૧૨૬
યશ કરવા યત્નથી સુત, કવિ થાવું જાણ;
તો જીવતાં રવિની ગતિએ, મૂએ મોક્ષ પ્રમાણ. ૧૨૭
હે વત્સ મારા જેહ કર્મે, નિંદતા નહિ લોક;

૧૧૭ અભીષ્ટ—ઇચ્છિત. ૧૨૧ મતિમંડ-મતિરૂપી મંડ( મંડન—અલંકાર )વાળા.

જે વાત સિધ્ધ પ્રસિધ્ધ કરતાં, થાય નહિ કંઇ શોક. ૧૨૮
નિઃશંક કરવું કર્મ એવું, જો ઇચ્છવું કલ્યાણ;
આચરે જન જે વિધિ આ, થાય તેહ સુજાણ. ૧૨૯
ધર્મ અર્થ ને કામકેરી, પ્રાપ્તિ થાયે પૂર;
આ લોક ને પરલોક માંહે, થાય સાચો શૂર. ૧૩૦
જો આચરે નહિ એ વિધે તો, ભમે ઘેર ઘેર;
દ્દષ્ટાંતમાં પુરાણી જોતાં, પાધરી છે પેર. ૧૩૧
કે'નાર પણ કરનાર નહિ, તેતણી ગતિ મહાનીચ;
સંચરે તે સર્વ નરકે, પડે શોણિતકીચ. ૧૩૨
ઇતિ માર્કંડેયપુરાણે, અલર્કનું શાસન નામ;
પંચત્રિંશોધ્યાય પૂરો, વર્જ્યાવર્જ્યકેરાં કામ. ૧૩૩

### વલણ.

છે કામ વર્જ્યાવર્જ્યકેરાં, આજ અધ્યાંમાંય રે;
વિપ્ર ચાતુર્વિંશીકેરી, ગ્રહો શ્રીહરિ બાય રે. ૧૩૪

## કડવું ૯૧ મું.

### રાગ ધનાશ્રી.

જડ જનકને કહે કથાય જી, નારદ કહે સુણે ધર્મરાય જી;
શુભાચારીને કે' પક્ષી જન જી, ભણાવે માતા મોધી તન જી.૧

### ઢાળ.

તન ભણાવે એમ માતા, પિતા સુણે સર્વ;
મિત્ર પૂરૂં ભણી ઉતર્યા, ગ્રહધર્મ વાધ્યો ગર્વ. ૨
રાજ્ય મારૂં રિદ્ધ મારી, માત મારી સત્ય;

કદા આવે યુવા હું ને, મહિલા વરૂં મહામત્ય. ૩
ઉપદેશ તો એને કહો, જે ફૂળે જોતાં માંય;
પેંગડે પગ બ્રહ્મ ભાળે, ધરે આવી બાંય. ૪
જો દેખાય નહિ એવું કદી તો, ઉપદેશકારેંજ રાંક;
સિધ્ધ થાય ન વાત ધારી, તે મધ્ય તેનો વાંક. ૫
માત સુત ઉપદેશતાં; થાય સાચો સિધ્ધ;
તો મહાજ્ઞાની મદાલસા તે, શાસ્ત્રમાં પ્રસિધ્ધ. ૬
નિપજે નવ તેથકી શું, નિપજ્યું તે દાખું;
આવતાં યુવાપણું સુત, લગ્ન કરવા ભાખ્યું. ૭
લગ્ન કરી લલનાશું રમતો, પાળતો પૂર ધર્મ;
કેટલોક ઇમ કાળ વીત્યો, સુખે સર્વે પર્મ. ૮
વૃધ્ધ ઋતુધ્વજ નૃપ થયો, તેણે કરી મન વિચાર;
રાજ્યાભિષેક કર્યો સુતને, તે હરખિયો અપાર. ૯
મદાલસાનું મન માન્યું, પછે કરતાં શુંય;
મહાભાગ પૃથ્વીપતિ રાજા, શું કરે કહું હુંય. ૧૦
સુતસ્કંધે ભાર ભૂનો, ધર્યો પૂઠે રાય;
સ્ત્રીસહિત વન ચાલિયો તે, તદા દુખી સહુ થાય. ૧૧
કામાસક્ત જોઇ પુત્રને, કંઈ બોલતી શુભ માય;
મદાલસા કે' સુત મારા, થયો મોટો રાય. ૧૨
તું આવિયો વળાવવા, તે માટ કરૂં ઉપદેશ;
ગૃહે દારમાં મમત્વ રાખે, થશે ભુંડો વેશ. ૧૩
દુઃખનું મૂળ જાણવાની, તને જો ઇચ્છાય;

૬ માત ઇ૦–જો કોઇ સાધારણ માતા સુતને ઉપદેશ કરે તો તે સાચો સિદ્ધ થાય, તો મહાજ્ઞાની મદાલસા જે શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે તેનાથી શું ન થાય !

છે ગૃહસ્થાશ્રમી મૂળ દુઃખનું, ( હું ) કહું તારી માય. ૧૪
ગૃહસ્થધર્મે ચાલતાં સુત, કે રાજ્ય કરતાં સાર;
બંધુ વિયોગનું દુઃખ થાયે, કે શત્રુથકી નિરધાર. ૧૫
વા સકળ ધન તુજ નાશ પામે, તે સમયકેરૂં દુઃખ;
વર્ણવી હું નવ શકું, ત્યમ વદી નવ શકું મુખ. ૧૬
તોપણ કહું તુંને એટલું, તું થજે ધર્મી ધીર;
આ મુદ્રિકા એક આપી જઉં હું, રાખી મૂકય તું વીર. ૧૭
એ મુદ્રિકાની માંય છે સુત, સૂક્ષ્મ વસ્ત્ર લિખિત;
શિક્ષા શ્લોક મારો વાંચતાં, તુંને થશે પ્રતીત. ૧૮
પ્રતીત થાશે પુત્ર તે નવ, કહું તુજને આજ;
પણ શ્રધ્ધા હશે જો મનમાં તો, સિદ્ધ થાશે કાજ. ૧૯
જડ કહે હે જનક મારા, નારદ કહે હે ધર્મ;
એમ વદી મદાલસાએ, દીધું સુતને શર્મ. ૨૦
સુવર્ણમુદ્રિકા હતી તે, પે'રાવી સુતને પાણ;
ઘરબારીને જે દેવું જોઇએ, પછે તેહ દીધું જાણ. ૨૧
આશિર્વચન દેવાનું આખર, પિતામાતા ભાઇ;
સંતોષિયાં તો આપી જાયે, સ્વર્ગમાં મકલાઇ. ૨૨
દુભિયાં તો શાપ દઇને, જાય છે માબાપ;
ઘરબારી કીધો જનનીએ તે, શો ગ્રહે ભાઇ શાપ ! ૨૩
રાજ્ય ત્યાગી ચાલિયાં ઇમ, મદાલસા ઋતુધ્વજ;
આચર્યું તપ જઇ વનમાં, જ્યાં ક્રૂર હરિ ને ગજ. ૨૪
મરજીવાં થઇને રહ્યાં, તેને કરે શું કોઇ;

---

૨૪ હરિ—સિંહ.

શુભાચારી સુણો સહુ, રહે બેશી રોઇ. ૨૫
હવાં સમજ્યા કે નહિ, મરજીવાકેરો અર્થ;
અહીં મદાલસાઆખ્યાન પૂરૂં, હવું દ્વિજ સમર્થ. ૨૬
સંન્યાસ આદિક ધરમ તે તો, મહાકુર્વટ જાણ;
નીતિવાન થઇ ઘરબારી થાતાં, પ્રભુ મળે પ્રમાણ. ૨૭
જગદીશ પામે જટાધારી, વડ ન પામે કેમ?
જળમાં રહેતાં જો મળે તો, થાય મીનનું ક્ષેમ. ૨૮
ગૃહસ્થાશ્રમમાં રે'વું માટે, ફેડીને સંન્યાસ;
મન પોતાનું સ્થિર હોય તો, છે પાસે અવિનાશ. ૨૯
પણ જાણવો જોઇએ સર્વથા, મન કલ્પિત આ સંસાર;
મનુષ્ય ત્યારે જાણીએ, જગતનો થાય વિસ્તાર. ૩૦
એ તો એકલે અલૌકિક રહ્યું, આનંદ પામી જાણવું;
ધર્મનંદન પ્રતિ નારદ, કહે પૂર્ણ પ્રમાણવું. ૩૧
શુભાચારીને પક્ષી કે', આ કહી કથા ઇતિહાસ;
જડે ભાખ્યું જનકને તે, પામિયો ઉલ્લાસ. ૩૨
કથા માર્કંડેયતણી આ, વિસ્તારિયું આખ્યાન;
સકળ પદારથ પામશે જે, આ સુણે વ્યાખ્યાન. ૩૩
આ કથા છે અટપટી, જે મોઈ જીવી પ્રેમદા;
કથા સાંભળે ભાવશું તે, સુખી હોયે સર્વદા. ૩૪
ગંધર્વકન્યા ક્ષત્રી સ્વામી, મુનિ ગાલવતણું ચરિત;
પ્રથમ લેખે પદ ખટ શત એવાં, વળી નેવું ઉપરિત. ૩૫
દેશી ઓગણી રાગ પોડશ, પંચત્રિંશ કડવાં સિદ્ધાંત;

---

૨૫ શુભાચારી મુનિને માર્કંડેયના બક પુત્રોએ કહેવા માંડેલી કથાનો ઉપસંહાર કરે છેઃ મરજીવાં ઇ૦—૨૫૯૮ છે.

૩૦ વિસ્તાર—( સંતતી ઉત્પન્ન કરવાવડે. ) ૩૧ એકલે ઈ૦—એકલા મનમાં આ અલૌકિક વિશ્વ રહ્યું છે, અથવા અલૌકિકત્વ એકલા આત્મામાંજ રહ્યું છે.

તે માંહી વર્ણિયું જે હવાં તે, ગણી લ્યો થઇ શાંત. ૩૬
વિમનો શો આશરો કે, ચઢ્યું સાગર પૂર;
ચાતુર્માસ તેહમાં વળી, ભળી નદી ભરપૂર. ૩૭
લ્હેર તેની ગણે એવો, હશે નવરો કોઇ;
કે ગણે પુરાણી બાવા, રહે બેઠા રોઇ. ૩૮
ઇતિ શ્રી માર્કંડેય પુરાણે, મદાલસોપાખ્યાન;
ષટત્રિંશો અધ્યાય જાણો, સ્વર્ગકેરૂં યાન. ૩૯
જે કો ભણે કે સાંભળે, કે ભાવ હૃદેમાં ધરે;
મદાલસાનો સુણી મહિમા, ભવાબ્ધિ સેજે તરે. ૪૦
સંવત સત્તર અઠાવીશે, કર્યું પ્રથમ આખ્યાન;
અપૂર્ણતાતણી પૂર્ણતા કરી, વધાર્યું વ્યાખ્યાન. ૪૧
તે કાળ સંવત સત્તરો છે, પાંસષ્ટ પૂર પાવન;
શ્રોતાવક્તા સહુ કહો, જય જય જગજીવન. ૪૨

વલણ.

જગજીવન કો' જીવન જ્યાં સુધી, વિમવાણી સત્ય રે;
પ્રેમાનંદ પુરાણી માટે, ગરવી ગોતી ગત્ય રે. ૪૩

૩૯ યાન-વાહન અર્થાત્ વિમાન.

સમાપ્ત.